વા. મો. શાહ ગ્રંથમાળા મણકો સાતમો

# માયાની છાયામાં
# UNDER THE SPELL OF COSMIC WILL.

ब्रह्मचारीनां बाळक मुआं
अथवा
नारदने कृष्णे देखाडेली माया.

—

अमयकुमार के सर्वकालीन अमय ?

—

रिप—ग्रान—विकल

લેખક
## સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ
મધુમક્ષિકા, સંસારમાં સુખ ક્યાં છે ? મૃત્યુના મ્હોમાં, અસહકાર, પોલિટિકલ ગીતા, ભરતવિલાસ જૈનદીક્ષા નગ્નસત્ય આર્યધર્મ મુંબાઈ પરેની દુનિયા, એક આદિના લેખક સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ (બોર્ડીંગહાઉસ)-મુંબઈના સ્થાપક વિવિધ જૈન કોન્ફરન્સોના પ્રમુખ 'જૈનહિતેચ્છુ' માસિક, 'હિંદી જૈનહિતેચ્છુ' પાક્ષિક અને 'જૈન સમાચાર' સાપ્તાહિક પત્રના તંત્રી

વા. મો. શાહ કૃત કોઈપણ પુસ્તક યા લેખ વિનામૂલ્ય પ્રચારના આશયથી છપાવવા ઈચ્છનારને કોઈપણ જાતનો બદલો લીધા સિવાય તેવી ગોઠવણ કરી આપવામાં આવે છે.

---

વા. મો. શાહ કૃત ગુજરાતી, હિંદી, અંગ્રેજી પ્રકટ અને અપ્રકટ લેખો અને પુસ્તકોના સર્વહક 'વા. મો. શા.' પબ્લિશીંગ હાઉસને :: સ્વાધીન છે. ::

---


વા. મો. શાહ કૃત પુસ્તકો
મળવાનાં ઠેકાણાં :
'વા. મો. શા.'
પબ્લિશીંગ હાઉસ
સારંગપુર – અમદાવાદ

---

પાયોનિયર મિલ સ્ટોર્સ ટ્રેડીંગ કું.
૭૩, એપોલોસ્ટ્રીટ, કોટ-મુંબઈ


'મહાવીર કહેતા હતા' અને 'માયાની છાયામાં' : બન્ને પુસ્તકોની પાંચસો પાંચસો પ્રત, આ પુસ્તકના પ્રસિદ્ધકર્તા તરફથી

—અને—

'આર્યધર્મ' અને 'મૃત્યુના મ્હોંમાં' અથવા 'અમૃતલાલનું અડવાળિયું' : બન્ને પુસ્તકોની પાંચસો પાંચસો પ્રત રંગુન નિવાસી શ્રીયુત શાન્તિલાલ ફવજીભાઈ કોઠારીભાઇ શાહ તરફથી વડોદરા રાજ્યનાં જૂદાં જૂદાં પાંચસો સાર્વજનિક પુસ્તકાલયોને ભેટ આપવામાં આવી છે.


પ્રસિદ્ધકર્તા :
શકરાભાઈ મોતીલાલ શાહ
ઘાટકોપર – મુંબઈ

---

આવૃત્તિ પહેલી, પ્રત ૧૦૦૦
સપ્ટેમ્બર, ૧૯૩૫

---

મૂલ્ય : ૭ આના.

## નિવેદન

જાન્યુઆરી, ૧૯૨૮ નો પ્રસંગ છે આ પુસ્તકના લેખક (મ્હારા પુન્ય જ્યેષ્ટ બન્ધુ) પોતાની નાદુરસ્ત તબિયતને લીધે યુરોપની મુસાફરીએ નીકળ્યા તે વખતે સ્ટીમરમાથી જ આ પુસ્તકનુ પૂરેપૂરૂં લખાણ મ્હારી જોખમદારી નીચે મૂકાયલા એક સાપ્તાહિક પત્રમાં પ્રકટ કરવા માટે, પોસ્ટ કરેલું અને તે મ્હને પૂરેપૂરૂં મળેલુ પણુ ખરૂં પરન્તુ અમુક ટાઇમિબાદ 'અભયકુમાર કે સર્વકાલીન અભય?', 'રિપ-વાન-વિંકલ' અને પ્રસ્તાવનાનું આ પુસ્તકમા છપાયા પછીનુ લખાણ ગૂમ થવાથી જેટલું લખાણ મળી આવ્યુ તે પ્રકટ કરવાનુ ઉચિત ધાર્યું છે ગૂમ થયેલો ભાગ મળેથી આખું પુસ્તક ફરીથી પ્રસિદ્ધ થશે

ઘાટકોપર
તા ૨૧-૮-૩૫

શા મો શાહ

वसिष्ठ पूछे छे:—પ્રભો! જગત્ ગાંધર્વનગર જેવું મિથ્યા છે, એમ જાણ્યા છતાં પણ દુઃખ તો થાય છે જ; તેથી, એ જ્ઞાન દુઃખનિવૃત્તિનો ઉપાય નથી. તેથી દુઃખનિવૃત્તિ માટે કોઇ બીજો ઉપાય કહો.

ईश्वर कहे छे:—હે મુને! ખરૂં છે કે, જગત્ મિથ્યા છે એવું ઉપલક જ્ઞાન દુઃખનિવૃત્તિનો ઉપાય નથી. વાસના ક્ષય થાય ત્યાં સુધીનું અતિ દૃઢ જ્ઞાન જ દુઃખ નિવૃત્તિમાં પરિણમે છે. 'દૃશ', 'અહંતા', મન તથા મનન આદિ સહિત અખિલ જગત્નો બાધ થવાથી જે સન્માત્રરૂપ છે તે જ શેષ રહે છે. જેમાં વાસના, વાસનાકર્તા તથા વાસના વિષય સર્વથા નથી તે શાન્ત કેવલ કૈવલ્ય પદ કહેવાય છે. જેની દૃષ્ટિમા વ્યાવહારિક અને પ્રાતિભાસિક પક્ષ શૂન્ય હોવાથી સદા વિલીન છે તે તત્ત્વવેત્તાને કૈવલ્ય વિના અન્ય શું શેષ છે? શૂન્ય વેતાલની પેઠે જગત્ નામની આ ચિત્તવાસના ઉત્પન્ન થઇ છે, તેની શાન્તિ થવાથી અક્ષય શાન્તિ પ્રાપ્ત થાય છે.

જે અહંતામાં, જગતમાં અને મૃગજલમાં આસ્થા રાખે છે તે પામર જનને ધિક્કાર છે. તેવો પામર જન ઉપદેશ યોગ્ય નથી. હે મુને! આત્મજ્ઞ પુરૂષો 'વિવેક' સંપન્ન 'અધિકારી' જનને જ ઉપદેશ કરે છે, નહિ કે ભ્રાન્તિવાળા અનધિકારીને. અજ્ઞાની પુરૂષ તત્ત્વવેત્તાઓએ ઉપેક્ષા કરવા યોગ્ય છે.

—योग वासिष्ठ

# પ્રસ્તાવ

માયાને કોણુ નથી પિછાનતું ?

જગતનો અને વ્યક્તિનો જન્મ આ જુગજૂની વિભૂતિ સિવાય બીજા કોને આભારી છે ?

અને જગતનો તથા વ્યક્તિનો વ્યવહાર અને અંત પણ બીજા કોને આભારી છે ?

કિનારા વગરના એ મહાસાગરમાં કેટલીય વાર આ જગત જેવાં અનેકાનેક જગતો મોજાંરૂપે જન્મ્યાં, ખેલ્યાં અને એ જ ખોળામાં અદશ્ય થયાં. અને એમ જ અનંત વ્યક્તિઓ એના ગર્ભમાંથી બહાર આવે છે, બે ઘડી ખેલે છે, અને હસી—રડી પાછી એ જ ઉદરમાં અદશ્ય થાય છે.

શું એ જગજ્જનનીની વિશાળતા ! શું એની સ્રજનશક્તિ ! શું એની સંહારશક્તિ ! શું એનું નૃત્ય ! જગતોનાં જગતો જેના ઉદરના એક ખૂણામાં સમાય છે ત્હેની દૃષ્ટિમાં વ્યક્તિ શું ચીજ છે ? અને છતાંય વ્યક્તિ માત્ર એ મૈયાનું માપ કહાડવાનો હક્ક અને દાવો કરે છે !

હા, મનુષ્ય માત્ર !—મનુષ્ય કે જે બુદ્ધિ અને ઇન્દ્રિયો વડે એ મહામાયાને માપવાના અર્થાત્ ' જાણવા 'ના ફાંફાં મારે છે !

અને મનુષ્ય કે જે હજારો વર્ષ થયાં પ્રયત્ન કરતો રહેવા છતાં હજી પોતાની જ ક્રિયાઓ અને પોતાની નિન્દ્રાનો ભેદ નથી સ્હમજી શક્યો !

બિચારો મનુષ્ય ! મગજમાં લોહીનું એક ટીપું વધારે કે એક ટીપું ઓછું થવાને લીધે દીવાનો બની જાય છે કે મરી જાય છે અને એક રતિભાર પ્રવાહી કે પાઉડરથી અચેત થાય છે ! બિચારો મનુષ્ય કે જે [illegible] બરાબર હોય છે અને ક્ષણમાં થોડા

સોનારૂપાની આવક કે જાવકના ખબર માત્રથી કે મીઠા કે કડવા શબ્દથી Abnormal બની જાય છે!

પોતાની અંદરની ક્રિયાઓ તેમજ પોતા પર બહારથી થતી ક્રિયાઓ જેને પ્રતિક્ષણ Abnormal બનાવી તડફડાટ ઉપજાવે છે અને એવો તડફડાટ એટલો બધો અસહ્ય થઇ પડે છે કે એને જાગ્રતાવસ્થાનું રાજીનામું આપી મુડદાલ સ્થિતિમાં—નિદ્રામાં વિશ્રાન્તિ શોધવાની ફરજ પડે છે!

નિદ્રામાં પણ એને વિશ્રાન્તિ ભાગ્યે જ મળે છે: કારણ કે ત્યાંય એની અંદર ખેલતી માયા હેના ઉપર ક્રિયા કરનારા પદાર્થો ખડા કરે છે અને જાગ્રતાવસ્થાની પેઠે જ હેને ફુટબૉલની માફક આમથી તેમ ઠોકરે ચડવું પડે છે અને તડફડાટ અનુભવવો પડે છે!

મનુષ્ય આશ્ચર્ય પામે છે કે: શા માટે મ્હને ફુટબૉલ બનાવવામાં આવે છે? શા માટે મ્હને નિરંતર ઠોકરે ચ્હડાવવામાં આવે છે? શા માટે મ્હને વેદના પહોંચાડવામાં આવે છે? શા માટે હું ઠોકરો ખાવાની સ્થિતિમાંથી મુક્ત ન થાઉં?

ત્હમે ઘડીભર સુઓ છો, અને જાગી ઉઠો છો: એટલામાં તો આખી દુનિયા બદલાઈ ગયેલી ભાળો છો! ત્હમારા પોતાના શરીર પર દાયકાઓ પસાર થયાનાં ચિન્હો જુઓ છો! ઘરમાં નવાં બાળકો ખેલતાં નિહાળો છો! અને ત્હમે મુંઝાઇ પડો છો. ત્હમે કહો છો: "શું મ્હારી આંખો જૂઠું બોલે છે? અથવા શું મ્હારી જ બુદ્ધિ મ્હને ઠગે છે?" ત્હમે પોતે પોતાને પ્રશ્ન કરો છો: "ત્યારે હું કોણ? હમણાં દેખાઉં છું તે, ઘડી પહેલાં હતો તે, કે સૂતાં પહેલાં હતો તે?" ત્હમારી બુદ્ધિ થાકે છે, અને ત્યારે જ ત્હમે ત્હમારૂં સાચું સ્વરૂપ પામો છો! [અપૂર્ણ]

× × ×

તા. ૨૪-૧-૧૯૨૮ — વા. મો. શાહ

# સદ્‌ગત શ્રી વા. મો. શાહ કૃત પુસ્તકો
## ગૂજરાતી ભાષામાં પ્રકટ થયેલાં

(૧) મધુમક્ષિકા
(૨) સતી દમયંતી
(૩) કચ્છની સ્થા ડિરેક્ટરી
(૪) ઋષિદત્તા આખ્યાયિકા
(૫) સમ્યકત્વ-ધર્મનો દરવાજો
(૬) હિતશિક્ષા
(૭) બારવ્રત
(૮) ધર્મતત્ત્વ સંગ્રહ
(૯) નમીરાજ (નૉવેલ)
(૧૦) જીવદયાના હિમાયતીઓને અપીલ
(૧૧) પ્રથમ કૉ. નો હેવાલ
(૧૨) શ્રી મહાવીર
(૧૩) સા બીજી કૉ. નો હેવાલ
(૧૪) સુદર્શન (નૉવેલ) ભાગ ૧
(૧૫) સંસારમાં સુખ કયાં છે?
(૧૬) ઐતિહાસિક નોંધ
(૧૭) સા ચોથી કૉ. નો હેવાલ
(૧૮) મે. સા પ્રથમ મુનિપરિષદનો હેવાલ
(૧૯) જૈન સમાજનું દિગ્દર્શન
(૨૦) કબીરનાં આધ્યાત્મિક પદો
(૨૧) સદ્‌ગુણ પ્રાપ્તિનો ઉપાય
(૨૨) ભક્તામર સ્તોત્ર
(૨૩) કલ્યાણમંદિર સ્તોત્ર
(૨૪) ધર્મસિંહ બાવની
(૨૫) જૈનસમાચાર ગદ્યાવલિ, ખંડ ૧-૨
(૨૬) જૈન સ ગદ્યાવલિ ખંડ ૩-૪
(૨૭) ,, ખંડ ૫-૬
(૨૮) ,, ખંડ ૭-૮
(૨૯) ,, ખંડ ૯-૧૦
(૩૦) શ્રાવિકા ધર્મ
(૩૧) આર્યનારી ધર્મ
(૩૨) ઉત્તરાધ્યયન સૂત્ર
(૩૩) દશવિકાલિક સૂત્ર
(૩૪) દીક્ષા કોને આપી શકાય?
(૩૫) તીર્થોના ઝઘડા માટે અપીલ
(૩૬) પર્યુષણ પર્વ
(૩૭) મહાવીર મીશન
(૩૮) મહાવીર કહેતા હતા
(૩૯) અસહકાર
(૪૦) સાત સૂત્રોનો સાર
(૪૧) મૃત્યુના મ્હોંમાં
(૪૨) મસ્તવિલાસ
(૪૩) તમામ હિંદી ગામોને ચેતવણી
(૪૪) ઉદેપુરનો હત્યાકાંડ
(૪૫) જૈનદીક્ષા
(૪૬) એક
(૪૭) પ્રાયશ્ચિત
(૪૮) સગાળશા શેઠ
(૪૯) આર્યધર્મ
(૫૦) પ્રગતિના પાદચિન્હો
(૫૧) નગ્નસત્ય
(૫૨) માયાની છાયામાં

### અંગ્રેજી ભાષામાં

Political Gita-સન [illegible] પ્રત ૫૦૦૦ વિનામૂલ્ય

### મરાઠી ભાષામાં

राजतंत्र-સન ૧૯૨૧
મૂલ્ય વિના મૂલ્ય પ્રચાર

## હિંદી ભાષામાં પ્રકટ થયેલાં પુસ્તકો.

(१) संसारमें सुख कहां है ? भाग १-२
(२) नमीराज (नोवेल)
(३) सच्चे सुखकी कुंजियाँ
(४) सप्त रत्नो
(५) जैनशास्त्रमाळा खंड १ ला
(६) ,, खंड २ रा
(७) ऐतिहासिक नोंध
(८) साधुपरिषदकी रिपोर्ट
(९) सद्गुणप्राप्तिके उपाय
(१०) महात्मा कबीरके पद भाग १
(११) ,, भाग २ रा
(१२) तीर्थोंके जगडेके लिए अपील.
(१३) स्था. जैन. कॉ. के चतुर्थ सम्मेलनका अहेवाल
(१४) ज्ञानदीपक
(१५) श्रीपालचरित्रकी समालोचना.
(१६) श्राविका धर्म

## વા. મો. શાહે પ્રકટ કરેલાં અન્ય લેખકોનાં પુસ્તકો

(૧) ખરા સુખની કુંચીઓ
(૨) દિવ્ય યાત્રા
(૩) જ્ઞાનદીપક
(૪) બુદ્ધ ચરિત્ર
(૫) દયાનો ઝરો
(૬) પોત્રની કુંચી
(૭) સ્વર શાસ્ત્ર
(૮) સુસઢ ચરિત્ર
(૯) કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું ?
(૧૦) મોતી કાવ્ય
(૧૧) ઉપદેશરત્નકોષ
(१२) सतिसावित्री

## વા. મો. શાહ કૃત અપ્રકટ પુસ્તકો

(૧) સરળ અંગ્રેજી વ્યાકરણ
(૨) મ્હારો જેલનો અનુભવ
(૩) મૂંઝાઇ પડેલી દુનિયા
(૪) જૈન દીક્ષા—ભાગ ૨ જો.
(૫) આ બધો પ્રતાપ વેપારનો

## વા. મો. શાહ કૃત મળી શકતાં પુસ્તકો

| | |
|---|---|
| સુદર્શન ( નોવેલ ) ... ૦-૧૦-૦ | મહાવીર કહેતા હતા ... ૦-૫-૦ |
| મૃત્યુના મ્હોંમાં ... ... ૧-૮-૦ | એક ... ... ... ... ૧-૦-૦ |
| જૈન દીક્ષા ... ... ... ૨-૦-૦ | કબીરનાં આધ્યાત્મિક પદો ૧-૪-૦ |
| પ્રાયશ્ચિત્ત ... ... ... ૦-૨-૦ | પ્રગતિનાં પાદચિન્હો ... ૧-૦-૦ |
| સમાગરા શોક ... ... ૦-૨-૦ | આર્યધર્મ ... ... ... ૦-૫-૦ |
| માયાની છાયામાં... ... ૦-૬-૦ | |

— વધુ વિગત માટે સૂચિપત્ર મગાવો —

જીંદગીના ડંખ કોણે નથી અનુભવ્યા ?……એ નાગણમાં—એ જીવલેણ 'જાનવર'માં—નીતિ—અનીતિનો, ધર્મ—અધર્મનો, ન્હાના—મ્હોટાનો કે સાક્ષર—નિરક્ષરનો **વિવેક** હતો જ ક્યાં ?

"**સુખી** તેઓ છે કે જેઓ નીતિમાન છે" એમ એક વાર પ્રસિદ્ધ વિદ્વાન સૉક્રેટીઝે લખ્યું હતું !…અને પ્રત્યેક ધર્મપંથ એ 'ભ્રમ'ની રક્ષા કરતો રહ્યો છે ! પરન્તુ, **અનુભવ** જૂદું જ કહે છે : અનુભવ કે જેને સાક્ષી—પુરાવાની ગરજ નથી. સાક્ષી—પુરાવાથી મેળવાતું સત્ય વસ્તુતઃ અસત્ય જ હોય. સાધુને તેમજ સેતાનને પૂછો, મહામતિમાનને તેમજ મૂઢને પૂછો, કે જીંદગી ત્હેમને **ડંખી** છે કે નહિ ? પૂર્વથી અને પશ્ચિમથી, ઉત્તરથી તેમજ દક્ષિણથી એક જ જવાબ મળશે : 'તોબા એ નાગણથી' !

ત્યારે એ સ્વયસિદ્ધ છે કે, **જીંદગી નામની નાગણને ડંખ મારવાની પ્રકૃતિ** જ છે, અને એ પ્રકૃતિ '**વિવેક**' **જાણતી નથી.**

'સુખ' કે 'દુઃખ' **થવામાં કે ટળવામાં** 'નીતિ' કે 'અનીતિ' કારણભૂત છે જ નહિ.

'નીતિ' અને 'અનીતિ', બીજી દરેક કલ્પનાઓ જેવી જ, બુદ્ધિએ કલ્પેલી 'કલ્પના'ઓ માત્ર છે બુદ્ધિનો સ્વભાવ જ 'ભેદ' કરવાનો, પડદા નાખવાનો દીવાલ નાખવાનો, બેડી નાખવાનો છે તેણી પોતે 'દેશ' (ક્ષેત્ર–Space) અને કાળ (Time) નામની બેવડી બેડીમા સડતી હોઈ, તેણી ક્રિયાશક્તિને પણ બેડી વગરની દશામા જોઈ શકતી નથી, તે બિચારી સુંદરી ક્રિયાશક્તિ માટે બેડી રચવાનું અને ક્રિયા માત્રને 'નીતિ'–'અનીતિ' એવા નામો (ભેદો) આપવાનું જ કામ કર્યા કરે છે

બુદ્ધિએ રચેલી ભ્રમાત્મક સૃષ્ટિ, એમા હરહમેશ વસવાટ કરનારને, જ્ઞાનતંતુ તેથી ટેવાઈ જવાને લીધે, 'સાચી' લાગવા માડે છે તદ્દન કલ્પિત ચીજો આમ જ સાચી ચીજ બનવા પામે છે અને પછી 'સુખ' અને 'દુઃખ' ઉપજાવનાર થઈ પડે છે આપણા પૂર્વજોના ભ્રમ આપણા જીવન બનાવે છે અને આપણા ભ્રમ આપણી પ્રજાના જીવન બનાવશે! અને એમ જ રૂપાતર પામતી દુનિયા ચાલ્યા કરશે. આપણી દુનિયાનો બધો વ્યવહાર 'ભ્રમના પાયા પર ચણાયેલી ઇમારત' છે સમાજના અને રાજ્યના કાનૂન પણ એ 'ભ્રમ'ની જ–'જૂઠાણું'ની જ–સંતતિ છે!

અને આ 'ભ્રમો' મનુષ્યને બીનજરૂરી કષ્ટ આપવામા અગત્યનો ભાગ ભજવતા રહ્યા છે

ધારો કે તમે ચુસ્ત નીતિપરાયણ મનુષ્ય છો, એટલું જ નહિ–એથીય કંઈક વધુ છો. 'પરોપકારી' છો 'સખાવતી' છો તમારી આજીવિકા અને તમારી 'સખાવતો'ની આજીવિકા અર્થે તમે ધાર્મિક પ્રવૃત્તિ કરો છો ધારો કે રૂનો વ્યાપાર કરો છો બજાર ઊંચી જવાની તમારી ગણતરીને આધારે તમે મોંઘી ખરીદી કરો છો પંદર દિવસ પછી તમે વેચાણ કરવા ધાર્યું છે તમારી ગણતરી બરાબર નીવડે છે [illegible] બજાર ઊંચી જવા માડે છે, પણ

વેચાણ કરો તે પહેલાં ત્હમે તાવથી પટકાઇ પડો છો. એની અસર ત્હમારા જ્ઞાનતંતુ ઉપર પડે છે. એ સ્થિતિમાં દલાલને બોલાવો છો. ' વેચવા 'ને બદલે ' ખરીદવા 'નો હુકમ આપી બેસો છો ! અને પછી, ત્હમે ધાર્યા મુજબની મંદી આવે છે ! બીમારી પહેલાં ખરીદાયલા માલ પર મળવાના નફાને સ્થાને તે માલ તેમ જ બીમારી દર્મ્યાન વેચવાને બદલે ખરીદાયલા માલ : એમ બન્ને માલના વેચાણથી બેવડું નુકસાન થાય છે. આ માત્ર ' અકસ્માત્ ' છે : નથી એમાં ત્હમારી ' નીતિ 'નો દોષ કે નથી અનુભવનો દોષ. પણ હવે ત્હમારો લેણદાર રાજ્યના કાયદાની સહાય માગે છે. ત્હમે સાચું જ કહો છો કે, " છે તેટલી મિલ્કત લ્યો અને બાકીનું રળીશ ત્યારે આપીશ " પણ લેણદારને તે પાલવતું નથી. રાજ્યનો કાયદો હવે ત્હમારા ઉપર ' રાહત ' (!) કરે છે : બધી મિલ્કત લીલામ કરી ત્હમને ' દેવાળીઆ ' ઠરાવે છે ! હવે આવે છે સમાજનો કાયદો ! તે કહે છે : દેવાળું કહાડનાર મનુષ્ય ' અવિશ્વાસ પાત્ર ' છે, એને ધીરાય નહિ, એનાથી વ્યાપાર કે કોઇ જાતનો સંબંધ થાય નહિ ( કૃપા સમાજની ! ! ) અને હવે આવે છે ધર્મનો કાયદો ! તે કહે છે : કારણ વગર કાર્ય બનતું જ નથી; નુકસાન અને દેવાળું એ ઘટનાઓને પણ ' કારણ ' **હોવું જ** જોઇએ; અને હોવું જોઇએ, માટે છે જ ! ( તે હો વા ન હો, પણ ધર્મ તો કારણ **સરજવાનો** ' **હક્ક** ' ધરાવે છે, જેમ સરકારો ' કાનૂન ' સરજવાનો હક્ક ધરાવે છે તેમ જ ! ) અને તે બથાવી પડેલા હક્કને આધારે તે કહે છે કે, " દુઃખનું કારણ **અનીતિ** છે." હવે ત્હમારી સ્થિતિ તપાસી જુઓ : પ્રથમ બીમારીનો અકસ્માત્, પછી નુકસાનનો અકસ્માત્, પછી રાજ્યના કાયદાએ 'રાહત'ના બ્હાને નાંખેલું દેવાળાનું સંકટ, પછી સમાજે નાખેલું ' બૉયકૉટ 'નું સંકટ,—અને એ બધું ઓછું પૂરતું ન હોય તેમ હવે ધર્મ આગળ આવીને ત્હમને ' અનીતિમાન ' ઠરાવે છે !...ઘડીભરને માટે કલ્પનામાં પણ

ત્હમે આ સ્થિતિનો અનુભવ કરી જુઓ : ત્હમે કમ્પશો અને બૂમ પાડી ઉઠશો કે "આ 'રાજ્ય' ! આ 'સમાજ,' ! આ 'ધર્મ,' ! આ 'નીતિ'ઓ : આ...હ, જહાનમમાં જાઓ તે સર્વ શયતાનો !"

'નીતિ'ની વાતો કરનારાઓ જ્યાં સુધી પોતે નીતિનાં કારસ્તાનોનો ભોગ ન થાય ત્યાં સુધી એ 'ભ્રમ'માંથી છૂટી શકે નહિ. મનુષ્યો કુદરતી ઘટનાઓથી જેટલો ત્રાસ પામે છે તે કરતાં અનીતિપરાયણ મનુષ્યોના પ્રપંચોથી વધુ ત્રાસ પામે છે. અને તેથીય વધુ ત્રાસ તો 'નીતિ' માનનારાઓના ભ્રમે ઉભા કરેલા સંયોગોથી પામે છે.

આ પ્રમાણે, નીતિમાન તેમજ અનીતિમાન સર્વની જીંદગી ત્રાસોથી ભરપૂર હોય છે. જીંદગી નામનું જાનવર કે જે ત્હમારી સાથે જ જન્મે છે અને સાથે જ મરે છે ત્હેની પ્રકૃતિ જ નાગણ જેવી છે: વિવેક વગરની અને ડંખ મારવામાં જ રસ લેનારી !

* * *

અને એ નાગણને પરણીને જ જન્મે છે દરેક વ્યક્તિ !

'બ્રહ્મચારી'ઓ અને 'વિરાગી'ઓ દરરોજ ફોકટ બરાડા પાડયાં કરે છે કે, સ્ત્રીથી હજાર કોશ દૂર રહેવું,—જેમ જાણે નાગણને પરણ્યા વગર જ મનુષ્ય જન્મી શકતો હોય નહિ ! જીંદગી-રૂપી સ્ત્રીને પરણ્યા પછી બીજી સ્ત્રીને પરણો યા ન પરણો એક સરખું જ છે. નાગણનો ડંખ બાદ ભમરીનો ડંખ શું વધારે પીડા ઉપજાવી શકે છે ?

આ સ્ત્રીને માટે યોગ્ય વિશેષણ શોધતાં ભલભલા વિદ્વાનો થાક્યા છે ! એમ તો તે મહા સતી દેખાય છે : કારણ કે ત્હમારી સાથે જ જન્મી ત્હમારી સાથે જ મરે છે ! પણ તે જ વખતે તે મહા અસતી છે—વેશ્યા છે !

જગતમાં ભટકાવી ધન લઈ આવવા દબાણ કર્યા કરે છે, કે જે ધન રૂપી ત્હમારી બાહ્ય શક્તિ તેમજ વીર્ય રૂપી ત્હમારી અંદરની શક્તિ : એ બન્નેનું તેણી હરણ કરે છે. વેશ્યાની જ્યેમ જ તેણી ત્હમને ઘડીમાં હસાવવાના અને ઘડીમાં રડાવવાના ઘાટ ઘડે છે. ક્ષણમાં ત્હમારાથી પ્યાર કરી ત્હમને તેણીની છાતી તરફ ખેંચે છે, તો ક્ષણમાં રીસાઈ પડી ત્હમને ધક્કો મારે છે. ક્ષણમાં એવું કાંઇ કરે છે કે જેથી ત્હમે જ તેણી પર વારી જાઓ છો અને ક્ષણમાં એવું કાંઇ કરે છે કે ત્હમે તેણીથી પાછા હટો છો અને સદાને માટે ત્હેનાથી દૂર થવા યા તેણીને દૂર રાખવા યા તેણીનો કે ત્હમારો અંત લાવવા ઇચ્છો છો. અને તે છતાં,—જુલમની હદ તો ત્યાં છે કે—તે છતાં ત્હમે તેણીથી ત્હમને કે ત્હમારાથી તેણીને દૂર કરી શકતા નથી કે ત્હમારો કે તેણીનો અંત લાવી શકતા નથી !

ત્હમારો પરાજય ત્ય્હાં જ છે. ત્હમને સતાવનારને ત્હમારાથી કે ત્હમને ત્હેનાથી દૂર કરવાની ત્હમારી અશક્તિ એ જ ત્હમારો મ્હોટામાં મ્હોટો ત્રાસ છે ! ત્હમારી ખરી 'બળતરા' ત્ય્હાં જ છે ! 'છૂટવાનીય સ્વતંત્રતા નહિ ?' એ પ્રશ્ન ત્હમને તે નાગણના ડંખો કરતાંય વધુ ત્રાસદાયક ડંખ મારે છે !

ત્યારે હવે કહો કે મ્હોટામાં મ્હોટો જુલમગાર કોણ ? જીંદગી રૂપી નાગણ કે તેણીથી છૂટવા ઇચ્છતી અને તે જ વખતે તેમ કરવાની પોતાની અશક્તિ અનુભવતી ત્હમારી અમુક બુદ્ધિ ?

એ અમુક બુદ્ધિ કે જે પોતાની અશક્તિ જુએ છે તે જ 'અહંકાર' છે ! એ જ—'જીંદગી'થી પરણેલો અને જીંદગીથી 'છૂટવા માગતો' "હું" !

એક ન્હાનો સરખો 'હું'-
મ્હોટામાં મ્હોટો જુલમગાર ! TYRANT !

***

'હું' જન્મે છે ત્યારે ત્હેના પડખામાં જ 'જીદગી'ને ભાળે છે!

જીદગી પતિને 'દીન'—રંક' બનાવે છે, ટટળાવે છે, રડાવે છે, સતાવે છે, પીટે છે, રોકે છે

**પછી હસે છે!**

હસીને 'વિહ્વળ' કરે છે! વિહ્વળ કરીને વીર્ય લૂટે છે! લૂટાયતાને બહાર અને દૂર દોડાવે છે!

બહુ દોડતા આપોઆપ પતિ મરે છે—'હું' થાકીને પડે છે!

અને 'હું' ના મરવા સાથે જ અર્ધાંગના જીદગી પણ અદૃશ્ય થાય છે!

આદિ મધ્ય અને અતમાં 'હું' દુખી જ છે!

***

તેથી જ તો, **નારદ** જેવા સર્વશાસ્ત્રપરાયણ પુરૂષ પણ બ્રહ્મચારી બનીને ઘરબારનો બોજો છોડીને રાત્રીદિવસ એ મ્હોટામાં મ્હોટા જુનમગાર 'હું' ની પાછળ પડયા હતા! એને શોધી ક્હાડીને એનાથી દ્વંદ્વયુદ્ધ કરી જય મેળવવા માટે તો નારદે 'જોગ લીધો' હતો!

પણ એ 'યુદ્ધ' અને એ 'જય' કાંઈ બાળકના ખેલ નથી!

નારદે ઘણા શાસ્ત્રોમાં વાચ્યુ હતું અને ઘણા જ્ઞાનીઓ પાસેથી સાભળ્યુ હતું કે એ 'પુરૂષાર્થ' કોઈ મ્હોટાની સહાય વગર પાર પડવો મુશ્કેલ છે

ત્હમે નિર્ધનતાની અગનડો સ્હામે ટક્કર લઈ શકશો, વ્યાધિ સ્હામે ટકી શકશો, વીસમી સદીના મૂડીવાદની શેતાનિયત સ્હામે કદાચ સ્થિર રહી શકશો, માન–અપમાનના દળને કદાચ હઠાવી

શકશો, જ્ઞાનમદ અને અજ્ઞાનખેદને કદાચ જીતી શકશો: પુરૂષાર્થની પૂરતી માત્રાથી આ બધું કદાચ કરી **શકશો,** પણ—

પણ એક ન્હાનાસરખા 'હું' ને હરાવવા જતાં પાછા પડશો !

શું ત્હમે એ નથી માનતા ? ત્હમારૂં એ ન માનવું જ 'હું'નો જય પુરવાર કરે છે !

ત્હમે ' હું ' ને હરાવી શકયા છો એવું ત્હમને લાગે તો ત્યાં પણ ' હું ' નો જ જય પુરવાર થાય છે !

ક્રિયા કરવામાં કે ક્રિયા સહવામાં 'હું' કર્તા રૂપે હાજર થયો જ છે ! માનવામાં અને ન માનવામાં સર્વત્ર 'હું'જ ઉભો છે !

આવા **પ્રબળ** શત્રુ સાથે લડવા માગનારે **પ્રબળમાં પ્રબળ** શક્તિને શરણે જવું પડે.

એવી શક્તિ કૃષ્ણ સિવાય બીજા કોનામાં હોય, કે જેણે ' જુલમગાર 'ને હરાવ્યો હતો, ભક્તોનાં 'નીતિ'બંધનો પણ તોડ્યાં હતાં, જીવનના ડંખને પણ ઘોળીને પી ગયો હતો, અહંકાર નાગને પણ નાથ્યો હતો, શત્રુ-મિત્રના ભેદને પણ ભેદી શકયો હતો અને તેથી બન્ને હૃદયોમાં આકાશની જ્યેમ વ્યાપી રહ્યો હતો.

એકદા આ બન્ને સખાઓ—કૃષ્ણ અને નારદ—એમના જ ફરવા નીકળી પડયા ગ્રીષ્મ ઋતુ હતી મધ્યાહ્ન કાળ હતો, પ્રદેશ મરૂભૂમિ જેવો નિર્જળ, શુષ્ક, બળતો, પહાડો હતો વનસ્પતિનું હુંઠું પણ કયાય નજરે પડતુ નહિ.

ચાલતા ચાલતા કૃષ્ણ એકાએક થોભી ગયા એમને થોડા દિવસ ઉપર નારદે કરેલી એક માગણી યાદ આવી તે માગણી કૃષ્ણ પરમાત્માની માયા દેખાડવાની હતી કૃષ્ણે તે વખતે તે વાતને ટાળી હતી

પરન્તુ કૃષ્ણનું એકાએક થોભી જવુ નારદને સૂર્યની ગરમીનું પરિણામ લાગ્યું તેણે માની લીધુ કે ર્હેના સખાને થાક અને તૃષાની અસર થઈ હતી ! એ કલ્પનાએ એની આંખોને પણ રંગી તેણે કૃષ્ણનો ચહેરો કરમાયલો અને વ્યાકુળ જોયો હવે ભક્તિએ એના હૃદય પર આઘાત કર્યો

પણ, શું ! પૂજ્યની પીડા પૂજેરો જોઈ શકે ?

પૂજ્યની સ્વકલ્પિત પીડાનો ઇલાજ કરવા હવે નારદની બુદ્ધિ બહાર પડી તેણે ચોતરફ દૃષ્ટિ કરી દૂર દૂર એક ઝુંપડી જેવુ કાંઇ 'દેખાયુ' ત્યા મનુષ્યનો વસવાટ હોવો જોઇએ ત્યહા જળ હોવુ જોઈએ

પૂજ્યને માટે જળ લઇ આવવાની ઇચ્છાએ ર્હેના પગને ગતિ આપી તે એક મેઇલ ટ્રેનની ઝડપથી દોડયો જતા જતા બોલ્યો "મહારાજ ! પાણી લઇને હમણાજ પાછો ફરૂં છુ !"

*_*

આનું નામ 'અતિ પરિચય !'
પણ કૃષ્ણે તો નારદને 'મિત્ર' પદ આપ્યુ હતું ને ?
અને 'મિત્રતા મનુષ્યો વચ્ચે હોય છે' એમ

'વિદ્વાન' નારદે 'વાંચ્યું' હતું ! અને તેથી કૃષ્ણને પોતા જેવો તે માનવા લાગ્યો હતો. પોતાને જે 'અસરો' થાય તે કૃષ્ણને પણ થવી જોઇએ એમ તે માનતો હતો.

દેહના ધર્મો, એમ જ, આત્માને આરોપાય છે !

એમ જ, વિકાસક્રમની ઉપલી ભૂમિકાએ વસતા જીવાત્માઓની પ્રત્યેક ચેષ્ટાને નીચલી ભૂમિકાના જીવાત્માઓ ખોટી રીતે 'વાંચે છે'.

તત્ત્વજ્ઞાનીઓ અને મહાપુરૂષોના વચન અને વર્તનની દરેક નોંધ આમ જ 'ખોટી' લખાતી હોય છે—ખુદ પરમભક્તોના હાથથી લખાતી નોંધો પણ !

અને તેથી જ, તત્ત્વજ્ઞો અને મહાપુરૂષો કોઇને પણ પોતાની નજીકમાં આવવા દેવાનું પસંદ કરતા નથી; કોઇને 'મિત્ર' કે 'ભક્ત' કે 'સેવક' તરીકે ચિત્તમાં સ્થાન આપતા નથી !

કારણ કે—

ભક્તો જ ભગવાનને પરિમિત મંદિરમાંના જડ પત્થરમાં ગોંધે છે !—અને તે પણ 'સેવા'ના બ્હાને !

અને 'પંથો' અને 'વાદો' પણ ભક્તોવડે ભગવાન માટે રચાતી કેદો અને બેડીઓ નહિ તો બીજું શું છે !

ઘણા મ્હોટા વિદ્વાન ભક્તોએ ભગવાન ક્રાઇસ્ટની પ્રશંસાના બહાને એમને વધસ્થંભે મ્હડાવ્યા હતા !—અને એટલેથીય એમની વિજિગીષાને તૃપ્તિ ન થઈ તેથી ભગવાનના મુખે **દીનતાનાં વચન** બોલાવ્યાં !

અને ભક્તોએ જ કૃષ્ણને એક ન્હાનાસા ભાલાથી માર્યા હતા !

ભગવાન મહાવીરના કાનમાં ખીલા મારવાની અને તે ખીલા કઢાવતી વખતે આકાશ ફાટે એવી ચીસ પડયાની કલ્પના પણ વિદ્વાન ભક્તોએ જ કરી હતી ને ?

ક્ષુધા અને તૃષા—દરેક પ્રકારની—જેમને પ્રતિક્ષણ પીડી રહી છે, જેમનુ મન પ્રતિક્ષણ વધસ્થંભ પર ચ્હડી ચીસો પાડી રહ્યુ છે તેવા ભક્તો જ ભગવાનની એવી દશાઓ કલ્પના રહ્યા છે! અને એમ ન કરે તો એમનુ જીવન જ અસહ્ય થઈ પડે! જેમ તેમ પણ દરેક જીવાત્મા પોતાની અદમ્ય જિજિવીષા નામના અનલને આહુતિ આપી સતોષે છે બીજી કોઇ ચીજ આહુતિ માટે હાથ ન લાગે તો ભગવાન તો છે જ ને?

પણ—

ભગવાન નથી ચ્હડતો શૂળીએ, નથી છેદાતો ભાલા કે તલવારથી, નથી ભેદાતો ખીલાથી, નથી હોમાતો યજ્ઞમા, નથી રડતો કે દીન વચનો ઉચ્ચારતો કે નથી હસતો!...અને હસતો જ હોય તો માત્ર નાગ્દોની તરફની અજ્ઞતા પર અને એ અજ્ઞતાથી પ્રેરિત દોડધામો પર!

શુ હમણા નારદ દોડતો નથી? ભગવાન માટે, અને છતા ભગવાનને પૂછ્યા સિવાય જ, પાણી લેવા માટે પે...લી ઝુપડી તરફ સુધી વાગીને દોડતો નથી? શુ તે પાછુ વાગીને કૃષ્ણના ખડખડાટ કરતા હાસ્યને માભળવા પણ થોભી શકે છે?

જેટલા વેગથી ધનનો અર્થી કારસ્તાન તરફ દોડે છે, જેટલા ઉત્સાહથી કીર્તિનો અર્થી પ્રપચ તરફ દોડે છે, જેટલી ત્વરાથી સત્તાનો લોલુપી સિદ્ધાન્તનુ લીલામ કરવા દોડે છે, એટલા જ વેગથી, ઉત્સાહથી, ત્વરાથી નારદ દોડે છે 'પાણી' માટે!

ભગવન્' એ બિચારાનુ દોડવુ ફોગટ ન જવા દેતો! એને પેટ ભરીને પાણી આપજે! ફરીથી પાણીની કે પાણી જેવી 'વાણી'ની કે 'માયા'ની ઇચ્છા જ થવા ન પામે એટલા પ્રમાણમા એને પાણીથી તરબોળ કરજે!

***

અને ભગવાનના મુખમાંથી હાસ્ય પણ ધોધબંધ વહેવા લાગ્યું ! કોને ખબર છે કે એ ધોધ કયાં સુધી—' ક્ષેત્ર 'માં અને ' કાળ 'માં કયાં સુધી—વહ્યાં કર્યો હતો ? અને એ ધોધના ધ્વનિએ નારદોના જ્ઞાનતંતુ પર કેવા પ્રકારની અસરો ઉપજાવી હતી ?

હા, હા, હા!...હા, હા, હા, હા...હા, હા, હો, હો, હા !

માત્ર એક જ વર્ણ ! પણ એના ધ્વનિ કેટલા વિવિધ ! એક ધ્વનિ મનુષ્યના જ્ઞાનતંતુને નચાવે છે, એક એને ઉંઘાડો દે છે, એક એને મુડદાલ કરે છે ! દરેક ધ્વનિ ' ક્ષેત્ર ' અને ' કાળ 'ને ઠગે છે ! બન્ને પર વિજય કરતો આગળ ને આગળ વહ્યાં કરે છે એ વિજેતા હાસ્ય ધ્વનિ !

હજારો નમસ્કાર એ હાસ્યધ્વનિની સાક્ષાત મૂર્ત્તિ ! ત્હને હજારો નમસ્કાર !

**

દોડવાથી થાકેલો અને તૃષાથી વ્યાકુળ થયેલો નારદ, ઝુંપડીનાં દ્વાર પાસે ઉભો છે. ઉભો ઉભો હાંફી રહ્યો છે, પણ દ્વાર ખુલતાં દેખાતાં નથી.

ટીક્, ટીક્, ટીક્.
દ્વાર પર ત્રણ ટકોરા કરતાં જ દ્વાર ખુલે છે અને—
અને વિજળીસો ચમકારો થાય છે.
અને નારદ ઠરી જાય છે !.........
એવું તે એનાં નયનોએ શું જોયું હશે ?
ફક્ત બે નયનકમલ !

શું એ રતિનાં તો નયનકમલ નહિ હોય ?—બ્રહ્મચારી તરીકેના નારદના ' અહં 'કારને પરાજય આપવા ઇચ્છતી રતિ ભોળીભાળી ભરવાડકન્યા કરતાં બીજો કયો વધારે કાર્યસાધક સ્વાંગ પસંદ કરી શકે ?

નિર્દોષ ભરવાડ કન્યકા ભૂત–ભવિષ્યને પિછાનતી ન હોવાથી વર્તમાનનો રસ બગાસર પી શકે છે, અને તેથી જ એના નયનો સદા ખીલતા રહે છે, ખેદ કે ચિંતાની લહરી એના ચહેરાને બગાડવાની હિમત ધરતી નથી

*
* *

ત્રણુ લોકમાં શ્રેષ્ટ બ્રહ્મચારી તરીકેની ખ્યાતિવાળા નારદને કોણુ ઓળખતુ ન હોય ?

" પધારો, દેવ ! પધારો ! " એવા સત્કારના શબ્દોથી ભરવાડ કન્યાએ **નારદનો** સત્કાર કર્યો અને **નારદે** શિર નમાવીને એ સત્કારનો સ્વીકાર કર્યો અને તેણીની પાછળ પાછળ તેણીની ઝુંપડીમા **પ્રવેશ કર્યો.**

× × ×

ખેલ ખલાસ ! નારદ ચૂક્યો યુદ્ધના દાવ ખેલવામા ચૂક્યો. વિજય ઇચ્છતા વીરે **પોતાની** 'ભૂમિકા' છોડી શત્રુની ભૂમિકા પર યુદ્ધ લડવુ ન જોઇએ.

કારણુ ? સ્થાનભ્રષ્ટ–ભૂમિકાભ્રષ્ટ થનાર અવસ્ય નિર્બળ બને છે.

આતર જગતનો એ કાનૂન છે એ કાનૂન કહે છે " સ્વ સ્થાનકે સ્થિર રહીને ત્રણુ જગતથી ભલે લડો, પણુ સ્થાનક છોડીને એક ડગલુ પણુ ભર્યું છે તો જાણુજો કે ત્હમારી સઘળી યુદ્ધકળા અને સઘળા અસાધારણુ અસ્ત્ર શસ્ત્ર નિષ્ફળ છે જ્યા સુધી 'સ્થાનકવાસી' રહેશો ત્યહાં સુધી જયમાળા ત્હમારી જ છે ! "

પણુ નારદે તો હમણા કૃષ્ણનુ સ્થાન છોડી રતિના સ્થાનમાં પ્રવેશ કર્યો હતો ને !

અને બ્રહ્મચારીથી વધુ સારો ભક્ષ રતિને બીજો કયો મળી શકવાનો હતો ? મૈયા, લૂટાય તેટલો લૂટજે !

ફરી આવી તક નહિ મળે! ભગવાનનો પ્યારો ફરી ફરી હાથ નહિ આવે!

વિદ્વાનો, બ્રહ્મચારીઓ, ત્યાગીઓ, જ્ઞાનીઓ, ચક્રવર્તીઓ, મહાત્માઓ! એક દિવસ તમારે પણ હાર પામવાની છે! જેને ધિક્કારતા હશો તે જ તત્ત્વ, મનુષ્ય, પ્રજા, સિદ્ધાંત કે શોખ તમને હાર આપશે!......અને 'લોકો' તમારી એ હારમાં રહેલી જીતની તૈયારીઓ જોઈ ન શકવાથી તમારા પર હસશે! દુનિયાદારી પર હસનારાઓ! દુનિયા તમારા પર હસશે,—અને ત્યારે જ તમારા જમા-ઉધારનાં બન્ને પડખાં સરખાં થશે!

***

"આજ કાંઈ અમારાં આંગણાં પાવન કર્યાં!" કન્યકા બોલી "રાજભવન અને ઇન્દ્રભવનના મોંઘેરા મહેમાન! આજ કાંઈ જંગલની ઝુંપડીમાં ભૂલા પડયા!"

અને એમ જ રાજદ્વારીઓ અને વેસ્યાઓ, વ્યાપારીઓ અને દલાલો મધુરો સત્કાર આપે છે એમના ભક્ષને, અને પછી જ લૂટે છે એમની સઘળી સંપત્તિઓને! બગલો પણ સાધુ બનીને જ માંછલાં પકડે છે! ક્રોકોડાઇલ પોતાના ભક્ષને ખાતા જવા સાથે જ આંસુ પાડે છે! સ્ત્રી માત્ર ચાહવા મારફત જ શક્તિને લૂટે છે!... આહ 'ઠગાઈની દુનિયા'! આહ કત્લેઆમની લીલા!

એક માચી પર નારદ બેઠો, અને ત્હેના હાથમા રતિએ ઠંડા જળથી ભરેલો માટીનો ચડવો મૂક્યો

ચડવો અને હાથ બન્ને માટીના હતા, છતાં બન્ને શીતળ લાગતા હતા,—કારણ કે બન્નેમા રસ હતો ચડવામા પૃથ્વીનો રસ હતો અને હાથમા રતિનો !

અને બબ્બે રસથી ચકચૂર થયેલાને શુ ભગવાનનું ભાન રહી શકે ?

ભગવાન માટે જળ લેવા આવેલો નારદ પણ ભગવાનનું વિસ્મરણ થતા પોતે જ જળ આરોગી ગયો ત્હેને અહીંથી ઉઠવાનું ય ભાન નહોતું

વાતચીતના પ્રસગ તે શોધી રહ્યો હતો

" મધુરી ! ત્હારા માતા--પિતા ક્યા ? " તેણે પૂછ્યુ

" મ્હને કાઈ જ ખબર નથી ! " તેણીએ નિર્દોષ બાલિકાના હાસ્યથી જ્વાબ આપ્યો. " એ દહાડો સ્હામા પહાડમાથી એકાએક પાણીની રેલ આવી અને તે બન્ને એમા તણાઈ ગયા, ફરી દેખાયા જ નહિ ત્યારથી હુ એ કલી આ ઝુપડીમા રહુ છુ અને ઘેટા ચરાવી એમના દૂધ પર ગુજારો કરૂ છુ "

" ઘેટાં ચરાવવાં અને એમના દૂધ અને ઉન ઉપર જીવન-નિર્વાહ કરવો એ તો ઘણું મઝાનું ! મ્હને પણ એવુ જીવન તો બહુ ગમે ! "

સમાજનાં ઘેટાના નેતા બની એમનું લોહી પીવુ કોને ન ગમે ?

તે ગરીબ બિચારા ઘેટાઓ ! જંગલમા ભટકી ગપવૂા ખાઈ મહા મહેનતે પોતાનુ પેટ ભરે, અને એ ખોરાકનું સત્ત્વ ભરવાડ લૂટી લે ! એમના અસહાય્ય શરીરને ટાઢીથી બચાવવા કુદરત

ઉન આપે તે પણ ભરવાડ લૂટી લે!...પરોપકારી નેતાપદ! લૂટારણ બુદ્ધિ!...ભ્રમાત્મક જગત્!

કોઈ રડ્યાખડ્યા અપવાદ સિવાય તમામ દેશનેતાઓ, સમાજનેતાઓ, પંથનેતાઓ, પત્રકારો, વ્યાખ્યાનકારો, મૂડીવાળાઓ ઘેટાંના દૂધ અને ઉન પર જ જીવવા છતાં 'પરોપકારી' કહેવાય છે? ઘેટાંઓને તેઓ કહે છે કે: "અમે ત્હમારી સેવા કરીએ છીએ! અમે નિઃસ્વાર્થી છીએ! ત્હમારે માટે અમે અમારો ભોગ આપીએ છીએ!" અને સ્હવારથી સાંજ સુધી એ અવાજ ઘેટાંઓના કાન પર અથડાતો રહેલો હોવાથી તેઓ પણ તે જૂઠને સત્ય માનવા લાગે છે, અને ત્હેમના લૂટારાઓને પૂજવા લાગી જાય છે! આખરે ઘેટાંઓની મનોવૃત્તિ જ એવી બને છે કે જેઓ ત્હેમને લૂટી અને ઠગી શકે ત્હેમને જ પૂજી શકે છે-માની શકે છે-અનુસરી શકે છે!

ઠગવા અને ઠગાવાની જ પ્રકૃતિવાળી જનતાને કોઇ રડ્યો-ખડ્યો આંતરચક્ષુવાળો જ્ઞાની સ્હમજી જાય છે અને સ્હમજેલો પોતાના એકાંતમાં જ વિચરે છે. રામતીર્થ જેવા જ્ઞાનીએ પણ ઘેટાં અને ભરવાડની દુનિયાથી હાથ ધોઇ 'ગંગા'માં ઝીપલાવું વધુ પસંદ કર્યું હતું!

પણ નારદ તો હમણાં રતિના બ્હેણમાં ઝીપલાયા હતા!

ભરવાડના જીવનની મજામાંથી સાથે જીવન ગુજારવાની વાત નીકળી, અને.....બન્ને પરણી બેઠાં!

અને તેઓને એક પછી એક એમ ત્રણ સંતાન થયાં.

* * *

ઝુંપડીના આંગણામાં નારદ ત્હેના કુટુંબ સાથે નિર્દોષ વિલાસ કરી રહ્યો છે એટલામાં પાછળથી ધોધબંધ જળનું પૂર આવતું

દેખાયુ એવુ જ એક પૂર ભગવાડ દપતીને ઉઠાવી ગયુ હતુ એ વાતનું નારદ અને હેની પત્નીને સ્મરણ થઈ આવ્યુ. તેઓ ચમક્યા. નારદે કુટુબને લઇ દોડી જવા ઇચ્છ્યુ બે બાળકોને બે ખભા પર લીધા, ત્રીજા બાળકને જમણા હાથની બગલમા લીધુ અને રતિને ડાબા હાથ વડે પકડી. પરંતુ આટલી તૈયારી પૂરી કરે એટલામા તો પૂરનો ધસારો આવી પહોચ્યો અને રતિ ખેંચાતી દેખાઈ તેણીને પકડવા જતા ખભા પરના બાળકો પડી ગયા. હેમને પકડવા જતા બગલમાનુ બાળક પણ સરી પડયુ આખા કુટુબને પૂરમા જોશબધ તણાઇ જતુ અને અદશ્ય થતુ જોઈ નારદ દિગ્મૂઢ થઇ ગયો

પાણી એ જ માયા !

પાણીનો ગુણ વહેવાનો, વહી જવાનો છે. તેમજ જીદગી, વાણી, વિચાર એ સર્વમા પણ વહેવાનો સ્વભાવ છે, અને તેથી એ સર્વે ' માયા ' છે.

નારદનો અનુભવ સૂચવે છે કે, આદિ અને અતમા કૃષ્ણ ( પરમાત્મા ) છે, માત્ર મધ્યમા જ જળ (માયા) છે

નારદે જળ **પીધું** અને જળના વેગમા તે **તણાયો** ત **પહેલાં** કૃષ્ણને માત્ર જોયો કે સાભળ્યો કે વિચાર્યો હતો પણ કૃષ્ણથી **ભેટવાનું** ( પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનું ) તો બન્યુ નહોતું જ, તે તો પ્રવાહમા ખેંચાયા પછી જ બની શકયુ હતું.

દુનિયાદારીના કડવા મીઠા પ્રસગોમા જાતે આવ્યા સિવાય, અને લાગણી તથા બુદ્ધિના પ્રવાહમા તણાયા સિવાય, સ્થૈર્ય પ્રગટતુ નથી–આરામ કે આનદ અનુભવાતો નથી વિચારો, મનનો, લાગણીઓનો અંત ત્યારે જ આવે છે અને તે સર્વના અંતમાં જ એકતા, સ્થૈર્ય, આરામ-રામ, કૃષ્ણ વસે છે. લાગણીઓ દ્વારા

જણાતો કૃષ્ણ, બુદ્ધિના મનન દ્વારા વિચારાતો કૃષ્ણ એ કાંઈ કૃષ્ણ નથી, પણ કૃષ્ણની માયા છે.

***

" નારદ ! શું ઝુંપડીથી પાણી લઈ આવતાં ત્હને નિદ્રાએ ઘેર્યો ! ઉઠ, સખા ! ઉઠ ! ત્હારૂં કમંડળ સંભાળ !" એવા ધ્વનિ સાથે એક હાથ નારદના મસ્તક પર, માતાના વ્હાલભર્યા હાથની કોમળતા ફેલાવી રહ્યો છે.

નારદ ધીમેથી સ્વસ્થ થાય છે. ચોતરફ દૃષ્ટિ કરે છે. પાણીના પૂરને સ્થાને ગ્રીષ્મના મધ્યાન્હકાળના પ્રકાશની રેલમછેલ ભાળે છે. એ પ્રકાશથી સુવર્ણમય બનેલી પત્થરની શીલા પર કૃષ્ણ પરમાત્માનું મુખકમળ હસી રહ્યું છે.

બિચારો નારદ ! કમંડળને સંભાળે કે કુટુંબ મંડળને સંભારે ? જળના પૂરને સાચું માને કે સૂર્યપ્રકાશના પૂરને ! ઝુંપડીને ભ્રમ માને કે આકાશ જેવી વ્યાપેલી ખુલ્લી પૃથ્વીને ? રતિને યાદ કરે કે કૃષ્ણથી વાત કરે ?

અને કૃષ્ણથી વાત કરવા ઇચ્છે તો પણ તે કયા મ્હોંથી ! શું તેણે મિત્રતાનો દ્રોહ નહોતો કર્યો ? મિત્ર માટે જળ લેવા ગયેલો તે, પોતે જ જળ આરોગી બેઠો નહોતો ?

બબ્બે સ્મરણો એને મુંઝાવી રહ્યાં હતાં !

ઉપરથી એનું હાર પામેલું બ્રહ્મચારીપણું રડાવી રહ્યું હતું ?

ઇન્દ્રાણી પણ જેના શિક્ષા જેવા શીલને વહેલાવી શકી નહોતી ત્હેને એક ભરવાડ કન્યાએ મોહના પૂરમાં ખેંચ્યો હતો એ શું જેવો તેવો પરાજય હતો ?

ત્રણ લોકમાં સ્વતંત્ર વિહાર કરનારને એક ઝુંપડીએ કેદ કર્યો હતો તે શું ઓછું ખટક તેવું હતું ?

અનંતતા અને વ્યાપકતાનો સાથી ખાબોચીઆમા ગોધાના ત્હેને થતી પીડાનું માપ કોણ કરી શકશે ?

નિરતર રૂદન કરવું એ જ જેની પ્રકૃતિ છે એવી મનુષ્યસૃષ્ટિ વચ્ચે જેનો એક જ તંબૂરો નિરતર ગાન કરી રહ્યો હતો તે પોતે રડવાની સ્થિતિમા મૂકાય અને મનુષ્યસમાજ તે પર હસે ! આહ એ ભયકર દશા !

આ કમબખ્તી ! આવી અવદશા ! આટલી હદનો પરાજય ! આટલી ઉડાણવાળી ખાઇમા અધ પતન ! અને પછી જીવવુ ?

જીવતરને માટે જે જળથી બાથોડીઆ મારી રહ્યો હતો તે જ નારદ હવે જીવતરનો અંત લાવવા–ત્હેનાથી છૂટવા બાથો-ડીઆ મારવા લાગ્યો !

***

નારદના હૃદયને હજારો ભાલાઓની અણીઓથી વીંધાતુ છોડી ઘડીભર હું મ્હારા વાચકો સાથે જ વાત કરૂં તો ?

તત્ત્વચિંતકોના હૃદયનું વીંધાવુ ઇચ્છવાજોગ ઘટના છે, દયાપાત્ર નહિ.

મહાન પુરૂષોનાં કષ્ટો જોઈ ન્હાના મનુષ્યોનાં ચિત્ત પ્રફુ-લ્લિત થાય છે, એક જાતનો ગર્વ એમનામા ઉત્પન્ન થાય છે તેઓ પોતાની ભૂમિકાથી એક ક્ષણભરને માટે પણ 'ઉચા' ચ્હડવા પામે છે જગતની 'જરૂરીઆતો' જ મહાપુરૂષોને ખીણોમાં ખેંચે છે ! મહાત્માઓની પીડામાંથી જ દુનિયા પ્રગતિ પામે છે ! જીંદગી મહાત્માઓ તરફ જ ક્રૂર છે : જગત્ તરફ પક્ષપાતી છે !

તત્ત્વજ્ઞાનના અભ્યાસથી–વાચન–મનનથી–જેની બુદ્ધિ સ્વતંત્ર થઇ હોય એવા ... તે જ નારદ બાહ્ય ( સ્થૂલ ) જગ-

ત્તની ઘટનાઓમાં અને આંતર જગત્ ( અંતઃકરણ )ની ઘટનાઓમાં ઘુસી રહસ્ય જોવાને તે સ્વતંત્ર હોય છે. અને રહસ્ય જાણવાથી એને કોઇ પદાર્થ રીઝવી શકતો નથી, કારણકે પદાર્થનું આકર્ષણ થવામાં વિવિધ દ્રવ્યો, ક્ષેત્ર, કાલ, ભાવ એ સર્વનું વાણા અને તાણાની માફક થતું જોડાણ જ કારણભૂત હોય છે તે એને ખબર હોય છે. એ બુદ્ધિ એટલી સૂક્ષ્મ હોય છે કે તે કૃષ્ણની–પરમાત્માની–આત્માની નજદીક જઇ પહોંચે છે,–પણ ત્યાં તે અટકી પડે છે. દરેક ચીજને દર્શનનો–વિચારનો–મનનનો વિષય બનાવવાની પ્રકૃતિરૂપ બુદ્ધિ આત્માને મનનનો વિષય બનાવવા જતાં–એને ભેદવા જતાં–પોતે જ ભેદાઈ જાય છે : અણુએ અણુએ ભેદાઇ જાય છે. એ નક્કર શિલા ભેદાય એવી ચીજ નથી : એ બુદ્ધિનો વિષય થઈ શકતી નથી. એને વિચારક્રિયાનું કર્મ ( Object ) બનાવી શકાય તેમજ નથી. તેથી બુદ્ધિ પોતે હણાઇ જાય છે !

અને બુદ્ધિ હણાતાં જ દશ્યમાત્ર હણાય છે–અદશ્ય થાય છે !

અને દશ્ય અદશ્ય થતાં માત્ર એકલો 'દ્રષ્ટા'જ રહે છે–અને તે પણ દર્શન નામક ક્રિયા વગર ! દ્રષ્ટા–દશ્ય–દર્શન ત્રણેને સ્થાને માત્ર એક 'દ્રષ્ટા' રહે છે, સેવ્ય–સેવક–સેવાને સ્થાને માત્ર નિજાનંદરૂપ પરમતત્ત્વ રહે છે ! એ સ્થિતિમાં નથી નારદ કે નથી કૃષ્ણ, નથી વ્યક્તિ કે નથી સમષ્ટિ, નથી સુખ કે નથી દુઃખ.

પણ એ પરમદશા થવા પહેલાં દરેક નારદને ભયંકરમાં ભયંકર વેદનામાં પસાર થવું જ પડે. દરેક જન્મ પીડાયુક્ત હોય છે. વ્યક્તિગત અભિમાનવાળા વ્યવહારના જીવમાંથી સમષ્ટિગત અભિમાનવાળા તત્ત્વચિંતક બનવામાં પીડા હોય જ, અને તત્ત્વચિંતકની જીંદગીમાંથી પરમાત્મપદમાં જન્મ લેતાં એથીએ વધુ પીડા છે.

એવી પીડા વખતે, પ્રથમતો, તત્ત્વચિંતકનો 'અહં'કાર વધુમા વધુ પ્રબળ બને અને ત્યારે જ તે ફાટે—અદશ્ય થાય. પણ જ્યારે તે *અહંકાર ખીલે છે ત્હારે તે તત્ત્વવેત્તાની બાહ્ય દશા ચિંથરેહાલ અને આંતરદશા જાજ્વલ્યમાન હોય છે એનો સ્થૂલ વ્યવહાર નિયતિ ( Fate ) થી જ ચાલતો હોય છે ત્હેનામા અસાધારણ શક્તિઓ જાગેલી હોય છે, જેનુ ત્હેને પોતાને પણ ભાન નથી હોતું તે સ્થિતિમા ત્હેનામા જે સંકલ્પ ઉઠે છે તે અજાણતા—વગર ઇચ્છાએ—ઉઠે છે અને એ સંકલ્પ જગતમા કંઇ કંઈ અસાધારણ ઘટનાઓ ઉપજાવનાર થઈ પડે છે,—એવી અસાધારણ ઘટનાઓ કે જે વ્યક્તિઅભિમાનવાળો પ્રબળમા પ્રબળ મનુષ્ય બુદ્ધિના ઉપયોગપૂર્વક થતા ભગીરથ પ્રયત્નથી પણ ઉપજાવી શકતો નથી એ સ્થિતિમા એ પુરૂષનો દ્રોહ કરનાર મનુષ્ય દુનિયાનો મ્હોટામા મ્હોટો કમનસીબ મનુષ્ય સ્હમજવો, કારણ કે ત્હેના પર આખી સમષ્ટિ તરફથી પ્રતિક્રિયા થવા પામે છે, કે જે વિવિધરૂપે અસહ્ય વેદના ઉપજાવે છે

તત્ત્વચિંતકની બુદ્ધિ જ્યારે હણાય છે ત્યારે જ તે પરમાત્માને ભેટે છે—પરમાત્મામા લય પામે છે સ્વાભાવિક રીતે જ, પછી એવો પુરૂષ પ્રશ્ન કરતો જ નથી એ પોતે જ સઘળા પ્રશ્નોનો અંત બને છે એ જ સાક્ષાત્ ઉત્તર બને છે એને પછી પરમાત્માનુ સ્વરૂપ—પરમાત્માની માયા—જોવા (જાણવા)ની ઇચ્છા સંભવે જ

---

* અહંકાર, અભિમાન' આ શબ્દો તત્ત્વજ્ઞાનની પરિભાષાના છે વ્યવહારમા એ શબ્દો 'ગર્વ'ના અર્થમા વપરાય છે, તે અર્થ અહીં ન સ્હમજવો તત્ત્વજ્ઞાનમા અહંકાર શબ્દ 'ભાન'(Consciousness)ના અર્થમા વપરાય છે

નહિ. કારણ કે જ્યાં સુધી 'જોવા'—'જાણવા' પણું છે ત્યાં સુધી 'અહં' છે ! અને 'અહં' છે ત્યાં 'વેદના' છે.



નારદનું વલોણું પૂરું થયું. તે જ ક્ષણે કૃષ્ણે એને ઉઠાવ્યો અને છાતીથી દાબ્યો.

નારદ હવે નારદ નહોતો, કૃષ્ણમાં સમાઈ ગયો હતો. તેહેને એ કહેવાની પણ જરૂર ન પડી કે—

"ભગવન્! આપની માયા જોઈ! અને—
'અહંકાર'નો પરાજય પણ જોયો !"



# अभयकुमार के सर्वकालीन अभय ?

प्रत्येक जैन-जैनेतरने प्रत्येक स्थितिमां उपयोगी इंडी शोध.

હુંઢક કોલમ્બસ નીકળ્યો હિંદની શોધમાં અને ભેટ્યો અમેરિકાને !...હા, 'સ્વાતંત્ર્ય' ની જ્વલંત મૂર્તિને ! મુક્તિની સખીને ! એનો સહોદર—'નગ્ન સત્ય' નો ઉપાસક—નગ્નસત્યને હુંઢતાં વર્ષો સુધી ભર સમુદ્રમાં ગુમાઈ ગયા બાદ એકાએક ભેટી પડ્યો અભયકુમારથી !...કુમારીને સ્થાને કુમાર !...હા, પણ એ ભેદ વિષયી વાચકના અભ્યાસ સિવાય બીજે ક્યાં હયાતી ધરાવે છે ! કુમાર–કુમારીમાં પોતામાં તો પુંલ્લિંગ કે સ્ત્રી લિંગ જેવું કાંઈ ઓછું જ છે ! એ નિર્દોષ નીડરતા ભેદમૂલક પાપને ઓળખી જ પિછાને છે !

***

હુંઢકોને એમ જ બને છે—સર્વ કાળે અને સર્વ દેશે ! સ્થિર પૃથ્વીને છોડી ચંચળ અને અમરંગી સમુદ્રમાં તેઓ ઝુકાવે છે પોતાનું ન્હાનુંસું હોડીલું ! નીચે પાણી જ પાણી, ઉપર છેડા વગરનું આકાશ જ આકાશ, અને મધ્યે રાક્ષસી પવનના સપાટા —એ સર્વની વચ્ચે એકલો હુંઢક ખેંચાયો જાય છે કોઈ અણદીઠ

માશુકના ઘર તરફ ! ફક્ત હૃદયસ્થ મૂર્ત્તિના આધારે ! એની પાસે ડાયરી પણ નથી કે જેમા ભૂખ અને થાક, ઉજાગરા અને મુ રીની નોંધ કરવાનુંય સ્મરણ થાય ! એ એટલો ભૂલકણો બની જાય છે કે ત્હેને એય યાદ નથી રહેતું કે હું શોધમા ની જ્યો છુ ! હુંઢક અને ત્હેની માશુક વચ્ચેનો 'શોધ' નામનો પડ્ એકાએક આકાશ તરફ ખેંચાઈ જાય છે અને આકાશમા ભળી જાય છે અને હુંઢક પોતાને પોતાની માશુકના 'ઘર'મા—જગ રમાં—અંત પુરમા—અંત કરણમા ભાળે છે ! અને એમ જ, યારો એમ જ 'નગ્ન સત્ય' નો હુંઢક પણ એકાએક આવી પહોંચ્યો અભયકુમારના 'રણવાસ' મા ! અહીં બેસી તેણે પેટ ભરીને અભયની રાણીઓને નગ્ન કરી કરીને નિહાળી લીધી છે— કૃષ્ણે ગોપીઓના વસ્ત્ર પકડી રાખીને કર્યું હતું તેમ !

***

એ હીરા'ની આઠ આઠ બાજુ'ઓ બરાબર જોઈ લીધી ! શ્રેણિક નામક એની ખાણ પણ જોઈ લીધી ! નન્દા નામક એની ધાતુ પણ જોઇ લીધી ! કુશાગ્રપુર નામક એનો પ્રદેશ પણ જોઈ લીધો ! પોતાના સ્થાનથી ખસ્યા સિવાય જ આખા જગત્ પર એણે મેળવેલા વિજ્યોની લીલા પણ જોઈ લીધી કેમ ન જોઉ —સ્થાનકવાસીની વિજયલીલા સ્થાનકવાસી નહિ જુએ તો બીજો કોણ જોશે ?

***

**બીજો** કોણ ? હા, હું સાભળુ છુ એક બાજુથી એક અધાની શેખાઇ 'હુ પણ **સ્થાનકવાસી** છુ, હુંઢક છુ અને તેથી ત્હારો **સહધર્મી** છુ મ્હારેય હકક છે ત્હેં જોયું તે બધુ જોવાનો ! મ્હને એ બધ બતાવ ! અને બીજા એક અંધાનું

અટ્ટહાસ્ય પણ મ્હારા કાને પડે છે: "અમે એ ઢુંઢક! એ મૂર્તિ ત્હેં અમારા ઘરમાંથી ચોરી છે : ત્હારે અમને તે બતાવવી જ પડશે! નહિ તો જોયા છે અમારા ડંડા!"

***

જોયું! પોતાને સ્થાને બેસી રહીને આખો સમુદ્ર ઉથલાવનાર 'ઢુંઢક'ના ગ્રાહકો જોયા કે? સુવર્ણની ખાણ કોઇને જડી તો દાવા કરનારા કેટલા બધા?! કોઇ દાવો કરે છે ખાણની જ માલેકીનો, તો કોઈ કરે છે ખાણના શોધકના શરીરનો—એના 'કુટુંબી' તરીકેનો!...એમ જ હોય! કોઇને **માયા** (Deception) વડે અને કોઇને **માર** (force) વડે—મેળવવો છે સુવર્ણનો ખજાનો!......અત્યાર આગમચ પહેલાને ઢુંઢક નામથીય **શરમ** આવતી હતી, અને બીજાને થતું **વમન**!......આજે?... કાંઈ નહિ, એનું જ નામ 'દુનિયા'!......પણ એ દાવાખોર દુનિયાના સદ્ભાગ્યે શોધકની પ્રકૃતિ જ એવી હોય છે કે તે મહા કષ્ટે ઢુંઢેલી ચીજનીય 'માલેકી' ઇચ્છતો કે કરતો નથી: એની! મઝા લૂટીને ખોખું દુનિયા માટે ધોરી માર્ગ પર ખુલ્લું મૂકી દે છે: જેને લૂટવું હોય તે લૂટે!...'બાપનો માલ છે'!

***

પ...ણ—લૂંટવું એ એક ચીજ છે અને **મેળવવું** એ જૂદી જ છે! 'લૂટનાર' ભલે આખી જીંદગી સુધી લૂટને ચૂંથ્યા ગરશે...તકલીફ! મેળવનાર, એથી ઉલટું, વગર ચૂંથ્યેજ લે છે 'રસ' અને અણચૂંથ્યું અકબંધ શરીર છોડે છે ગ્રાહકો માટે! હાડમાંસ **ચૂસ્યાં** જ કરે અને હૃદયબળ જ કરે!... એમ હોઈ 'ઢુંઢક' ને નથી ભય ? 'કુટુંબી'ઓના દાવાઓનો કે નથી ભય દેરાવાસી

ચોરના દાદાઓનો !...ફરી કહું છું અને ખરેખર કહું છું : ખાતો ! 'જાખો માલ' છે ! લુટાય એટલો લૂટજો ! આના પેટમાં સુવર્ણ છુપાયલું છે : ચીરાય તેટલું ચીરજો !—જોઇએ તો છુરી પેઠુ કોની એ જ આપશે !

***

"છુરી !......શું જૈનના મુખેથી 'છુરી' અને 'કાપવા'ની વાત !......મિથ્યાત્વ ! હિંસા ! ભ્રષ્ટાચાર ! ભયંકરતા ! વામમાર્ગી નિર્દયો બકવાદ ! જૈનને નામે જૈનાભાસ !" હા...હા...હા...હા કેટલી બધી ફર્યાદ કરતી ખૂમો ! અને એમાં તો ત્રણે નદીઓ મળી ! એક 'ઢુંઢક' સ્હામે ત્રણ ત્રણ લઠ્ઠ એક સાથે ઉપડે : ત્રણ ત્રણ તલવારો એક સાથે સુસવાટા કરે : એનું નામ તે અહિંસાધર્મ ! હા, પ્યારા એ જ દયાધર્મ, એ જ ક્ષમાધર્મ, એ જ પ્રેમધર્મ !......શું કહ્યું ? કોમળ ધર્મ ? હા. કોમળતા, કે જે સ્ત્રીરૂપે ચેલ્લણા હોય છે અને ખુદ પતિના શરીરમાંથી જ છુરીથી માંસ કપાવીને આરોગે છે અને ત્યારે જ એની મનોકામના સિદ્ધ થાય છે ! કોમળાંગીઓ એવી જ હોય. મુખેથી ધર્મ અને ફરજ અને પ્રેમની નાજુક વાતો અને જીગરમાં પતિ માટે ય છુરી ! ખુદ પત્ની અને પુત્ર મળીને—ચેલ્લણા અને અભયકુમારે મળીને—શ્રેણિકનું કાળજું છુરીથી ચીર્યું હતું !......અને અભયકુમાર તો ! શ્રાવકના શાસ્ત્રના ન્યાયે શ્રાવક ધર્મ શિરોમણિ !...... અને જ્યાંય 'છુરી' એટલો શબ્દ માત્ર 'ઢુંઢક'ના મ્હોંમાંથી નીકળી પડે ત્યાં તો શ્રાવકોનાં કુમળાં દિલ કંપાય જાય ! "કેટલી બધી ધૃષ્ટતા કરી !" આખા હિંદનાં હૃદય તેણીએ એક પુસ્તકરૂપી છુરીથી કાપી નાખ્યાં અને છતાં ય કહે છે : 'એ તો હિંદ તરફનો પ્રેમ બતાવ્યો' !......એમ જ છે કોમળાંગીની વાતો : જ્યાં જુઓ ત્યાં એવી જ છે ! તેથી જ તો ત્હેને પિશાચીની કહી ! સાક્ષાત :

માયા કરી! સઘળી નિર્બળતાઓ પેટમાં પુરી અને મુખે પ્રેમ-ગીના રાખે! સઘળા અભય કમરે ચોટીસે ફસાક ઝગમગની તલવાર બાંધે અને હૃદયમાં પ્રેમનું જતન કરે! ત્યારે જ કહું છું ને કે 'ઢુંઢક'ને કામણગારીઓથી નથી જ થવાને મજાક મેદાન કે નથી થઇ શકવાનું ખુલ્લું યુદ્ધ! એમને નથી જોઇતો પ્રેમ, કે નથી જોઇતું યુદ્ધ: જોઇએ છે માત્ર લૂંટ! અને લૂંટનું સાધન છે 'કામણગારા'!......પણ અભયકુમાર છે મિત્ર જેનો એવા શ્રેણિકને માંમનો ટોટો કદાપિ પડ્યો નથી, કાપવું હોય તે કાપે અને ચોરવું હોય તેટલું પેટ ભરીને ચોરે!



એક કુર્પાદ કાને પડે છે: "જમવાનું નોંતરું આપીને આ ભડવાઇ શાને! પેટમાંનું ગુપ્ત સુવર્ણ આપવાનું વચન આપીને આંબા–આંબલી શાને બતાવે છે!"

જોઇ અધીર! સુવર્ણ લૂંટવાની જોઇ તાકીદ! લૂંટવું ને વળી મિજાજ કેટલો! ઉપકાર માનવો તો દૂર રહ્યો પણ ઉપરથી ઠગાઇનો આરોપ! વાહ, જૈનો વાહ! વાહ પરોપકારી જીવડાઓ વાહ! વાહ ધર્મધુરંધરો વાહ! પોતાની તૈયારીની ખામી તો અંધાઓની નજરે પડતી નથી અને ઉપકારીનો દોષ: કહાડવા ગજગજ ઉછળાતું છે! ઉછળો ધારો, ખૂબ ઉછળો! ઉછળવાથી અને આરોપો ફેંકવાથી જો 'ઢુંઢક'ના પેટમાંનું સુવર્ણ મેળવી શકતા હો તો બેવડા જોરથી ઉછળો! જોઇએ તો રજોહરણ કે દંડનો ટેકો લઇને ઉછળો!...ગંભીરતાથી કહું છું કે એકવાર પેટ ભરીને ઉછળી લીધા વગર તમે ઠરી ઠામ બેસી શકવાના નથી, અને ઠરી ઠામ બેઠા વગર સુવર્ણ કાપી લેવાની તૈયારી સોચી શકવાના નથી! અને તૈયારી

સોચ્યા સિવાય સાધન **સૂઝવાનુ** નથી ! સાધન કે શસ્ત્ર **સૂઝ્યા** સિવાય ‘ ઢુંઢક ’નુ શરીર કાપી શકવાના નથી,–અને એને કાપ્યા વગર અંદરનુ સુવર્ણ નિ ળે પામી શકવાના નથી !

***

‘ ઢુંઢક ’ જો સાચુ વચન આપનાર જ હશે તો તો તમને પેટ ભરીને ઉછળતા કરશે !...પણ એને વિશ્વાસ છે કે **ઉછળવાની** ક્રિયા બાદ જ આવી શકે છે **સ્થિરતા** અને સ્થિરતા વગર કાપવાની ક્રિયા સભવતી જ નથી. ચાનો ત્યારે જરા ઢુંઢક પણ ટેકો કરશે ઉછળવામા ! . જરા મદ્યની પ્યાલી આપે તો ? ચન્લણાને જરા ફટાડે તો ? ..હા, હવે ફાટી છે બરાબરની એ ચેલ્લણા ! ખૂબ ઉછળી છે ! અને જુઓ હવે **થાકી** છે ! થાકીને ખાટલે પડી રહી છે ! એ **સ્થિરતા**—એ **મૌન** જ ખેચી લાવે છે **અભયને** ! અને અભયના હાથમા છે ઝગમગતી છુરી—‘ ઢુંઢક ’ના પેટને ચીરીને સુવર્ણ કઢાડવાનું **ઓજાર** !

અભયની એ છુરી વગર કોઈ કાળે લીલુ વળવાનું જ નહિ. ‘ ઢુંઢક ’ તો શુ ખુ૦ શ્રી હેમચદ્રાચાર્ય અને *શ્રી **ચંદ્રતિલક** ઉપાધ્યાય જેઓ આજ ઘડી સુધી જીવતા છે તેમના પેટમાય સુવર્ણ હોવા છતા સૈકાઓ થયા કોઇને **શંકાય** નથી આવી કે **ત્યા કાંઈ ઢુંઢવા જેવુ**ં છે ! જેના હાથમા છુરી જ નથી તે ઢુંઢક બની શકે જ ક્યાથી ? તલવાર વગર ક્ષત્રિય **(વીર)** કેમ બનાય ? ક્ષત્રિય વગર **સાહસનો શોખ** ક્યાથી લાવવો ? સાહસના શોખ સિવાય **નદાની પ્રાપ્તિ** કેવી ? નંદા વગર **અભયનો** જન્મ કેમ સંભવે ?

---

* અભયકુમારનુ જીવનચરિત્ર શ્રી હેમચન્દ્રાચાર્ય કૃત ‘ ત્રિષષ્ટિ શલાકા ચરિત્ર ’ નામના ધાર્મિક ગ્રથમા છે, તેમજ શ્રી ચદ્રતિલક ઉપાધ્યાયે પણ અભયકુમારનુ ચરિત્ર સસ્કૃત મહાકાવ્ય તરીકે રચ્યું છે

અજય સિવાય બુદ પિતાનું-પૂત્રનું જ કલેજું-અભિરૂચિપૂર્વક-ચીરી કોણ શકે અને માતાનો દોહદ તૃપ્ત કોણ કરી શકે ?

***

' ઢુંઢક 'ના ગુરૂ હતા હેમાચાર્ય-સુવર્ણ જેના પેટમાં હતું ! એ ગુરૂને ઘણાબધા ભક્તો હતા ! બધા-એક ' ઢુંઢક ' સિવાયના-એના પગ પાસે આવી ધૂપ-પૂજન કરતા અને પેટે પડી પ્રણામ કરતા ! એમના પર પ્રસન્ન થઈ હેમમૂર્તિએ એમને મંત્રોથી ભરેલો ત્રિષષ્ઠિશલાકા ચરિત્ર નામનો કરંડીઓ પ્રદાન કર્યો ! અને ' ઢુંઢક ' તો ત્હેની બાજુમાં જતાં ય ડરતો ! રખે સ્હમજતા કે ' આશાતના 'ના ડરથી ! ઢુંઢકના પ્રેમપાત્ર એવા નાજુક હોય નહિ ! એથી ઉલટું, યારો, ઉલટું ! ઢુંઢક હેમમૂર્તિને ' ગુરૂ '—અત્યંત ભારે—ઘણી જ વજનદાર મૂર્તિ જોતો અને તેથી ડરતો કે રખેને બહુ નજદીક જવાથી તે પગથી મસ્તક સુધી ચની પડીને દાબી જ દે ! એમ થાય તો ' ઢુંઢક 'ની ઢુંઢન ક્રિયાની સલ્તનત રહી જાય ત્હેનું શું થાય ? ' મિલન '—પ્રેમ—કરતાં ય ' ઢુંઢન 'ની મજલ ઑર છે ! તેથી ' ઢુંઢક ' એ ' બુલમગાર 'થી સહીસલામત છેટે ઉભતો —ભક્તો એને ' વિનય 'નું ચિન્હ માનતા ! હાં, પણ હેમમૂર્તિ જાણતી હતી ! અને જાણતી હતી તેથી જ તેણે બધા ભક્તોની દૃષ્ટિ ટાળીને ઢુંઢક તરફ ફેંક્યું એક કૃપાકટાક્ષ ! શું સ્હમજ્યા ? એક છુરી-ગજવેલની—પાણી પાયેલા લોખંડની—ચળકની—કુશાગ્ર જેવી ધારવાળી—અસલ ખાનદાન ધાતુની—કોઈ કે કશાની બીતિ કે લજ્જા કે શરમ ન રાખે એવી—એક છુરી છાની રીતે ફેંકી !

***

એ છુરી મળ્યા પછી ઢુંઢકે હેમમૂર્તિનો ત્રાસ છોડ્યો !... શું, ગરજ વીતી !......છી : એ પ્રશ્ન ' ભક્તો 'ના કોશમાંથી

ઉછીનો લેવાયલો છે ! 'હુંઢક ' કાંઈ ઓછો જ ' ભક્ત ' હતો ? એ તો હતો ' પ્રેમી ' ! પ્રેમકટાક્ષ રૂપ છુરી મળી ગયા પછી તે ફોગટ વારવાર પ્રેમપાત્રને પજવ્યાં કરે ?

***

હવે ઢુંઢકે છુરીનો ' ઉપયોગ ' ઢુંઢવા માડયો ! પહેલો પ્રયોગ થયો **ભક્તોના હૃદય પર !** ઘણાંએ હદયો કાપ્યા,...... પ...ણ......પોલમ પોલ '...યારો, પોલમ પોલ ' એમા સુવર્ણ કે ઝવેરાત હોય તો હાથ લાગેને ? **સુવર્ણ** નહિ પણ સુવર્ણની **ભૂખ** ત્યા જરૂર હતી, કે જેની બાફ નીકળવાથી શોધકનું મસ્તક ફરી જતું ! અને એવે વખતે ભક્તજનો એને માથાનો ફાટેલો, દિલનો દાઝેલો, ગુમાયલા મિજાજવાળો ઇત્યાદિ વિશેષણો પ્રદાન કરતા ' મિથ્યાભિમાનની મૂર્તિ, ઝનૂની ઝાગ, આત્મપ્રશંસાનો આશક : ઇત્યાદિ ટાઈટલો પણ વિના મૂલ્ય એનાયત કરતા કે જેવી ઉદારતા ખુદ બ્રિટિશ શહેનશાહત નથી કરી શકતી !

***

એક પછી એક પ્રયોગ નિષ્ફળ ગયા ત્યારે હુંઢક થાકયો હુંઢન ક્રિયામાં અને છુરીમાં એની જે શ્રદ્ધા હતી તે ડગમગવા લાગી : " શુ હેમમૂર્તિની છુરી નિષ્પ્રયોજન ? " ઢુંઢકના જીગરમાથી પ્રશ્ન ઉભ્ભવ્યો અને તે જઈ ભટકાયો હેમમૂર્તિના જીગર સાથે ! ત્યાથી તે ઉત્તર લઇને પાછો ફર્યો અને ચૂપચાપ મૂળ સ્થાને ઘૂસી સ્થિર થયો ! તે ઉત્તર આ ક્ષણ સુધી ય હુંઢકના જીગરના ભોયરામા પોઢે છે રખે એને ભોટ સહમજતા કે ત્હમારી ખાતર એને જગાડે ! ખુદ હેમચંદ્રાચાર્યનો ખજાનો પામવા છતા જેઓ એનું હાર્દ ન સ્હમજી શક્યા ત્હેમને સારે ઢુંઢક પોતાના જીગરમા પોઢેલાને જગાડવા નવરો હશે શુ ? હુંઢકને ઓછી જ

દયામૂર્તિ તરીકેની છાપ લેવી છે ?......પછી, તે સમયે, તે કાળે, 'ઢુંઢક'ને છુરીના ઉપયોગ માટે એક **બીજો** પ્રયોગ સૂઝનો હવે ! ...છુરીનો આપનાર કોણ ? અને એ જ દાતાએ **બીજાઓને** શું આપ્યું હતું ?......બસ, હેમમૂર્તિના મંત્રમંજૂષ પર જ છુરીનો પ્રયોગ હવે ચાલવા દો ! '૬૩ પૂજ્ય પુરુષો' એવા નામે ૬૩ સૂક્ષ્મ મૂર્તિઓ હેમચંદ્રાચાર્યે ભક્તોને આપી હતી : એ ભાવનાઓ (Concept)ના ઉદરમાં સુવર્ણ છૂપાવ્યું હતું ! ઢુંઢકે એમાંની **અભયમૂર્તિને** ઉઠાવી અને એના પર એ જ સ્રષ્ટાએ ઘડેલી અને આપેલી છુરીનો પ્રયોગ કર્યો !......ત્યારથી ઢુંઢક પોતે હેમમૂર્તિ—જેના જીગરમાં હેમ છૂપાયલું છે તેવી કાયા—બની ગયો !

***

એ છુરી યા અસિને જુદા જુદા દેશના વિજેતાઓ જૂદે જૂદે નામે ઓળખે છે : કોઈ એને **પૃથક્કરણ** (Analysis) કહે છે, કોઈ વિવેક (Descrimination) કહે છે, કોઈ વિરાગ કહે છે, કોઇ **હિંમત** (Courage.) કહે છે. નાગડો 'ઢુંઢક' એને બુદ્ધિના કે ભક્તિના લેબાશમાં છૂપાવવાની તમા ધરાવતો ન હોઇ ખુલ્લી રીતે એને 'તલવાર' કહે છે. અને ખુલ્લેખુલ્લી તે તલવાર ચલાવે છે ! અને કાં ન ચલાવે, શું-તે પોતાનું જીગર બીજાઓની તલવાર સ્હામે ખુલ્લું નથી કરતો ? શું એ સાચી રમત (fair play) નથી ? કાપો કે કાપવા દો ! પણ કાપવા-કપાવાની **હિંમત** લઇને આવો—અને 'સચ્ચાઇ' લઇને આવો ! હાથમાં ફૂલ અને પેટમાં છુરીવાળાનું કામ નથી ! એવાનાં તો છુરી ને ફૂલ બન્ને ફોગટનાં કપાઈ જશે !

***

'ઢુંઢક' ના દોસ્ત ચંડકૌશિકની તલવાર કોઇ અનોખી જ ધાતુની બનેલી હતી ! એ મરદે એ તલવાર જાતે ઘડી હતી અને

એટલું તો પાણી પાયું હતું કે એને મ્યાનમાંથી ખેંચતા જ આગના તણખા વર્ષવા લાગતા હતા! એણે એ તલવારની આગથી માઇલોના માઇલ સુધીની 'જમીન' બાળીને ખાખ કરી હતી!— એટલા માટે કે કોઈ ખાખનો ત્રેખી ત્યાં આવવાને આવ્યોય! અને બન્યું પણ એમજ! ખાખનીય ખાખ કરીને પી ગયેલો મહાવીર એ 'ભયંકર વેરાન' માં આવી રહ્યો! નાગરાજ! ખબરદાર! ત્રણ લોકને જોઈ રહેનાર પોતે ત્હારી દૃષ્ટિનો ખોરાક થવા આવી રહ્યો છે! ખુદ કર્તા ત્હારી ક્રિયાનો કર્મ થવા આવ્યો છે! ત્રણ લોકમાં ત્હેં કર્મ માત્રને—દૃશ્ય માત્રને રહેવા દીધું ન હોવાથી કર્મ જેને શિરે આરોપાય છે તે પોતે ત્હારી દૃષ્ટિનું દૃશ્ય બનવા આવ્યો છે! સાવધાન! એક ક્ષણમાત્રનોય પ્રમાદ ના કર! ફેંક ત્હારી વિજળીક દૃષ્ટિના તણખા!

શું? નથી ભેદાતું એ વજ્ર! શું? એ અભેદ્ય વજ્ર અડોલ અબોલ ઉભવા માત્રથી જ પ્રતિક્રિયા ઉપજાવે છે! અને ત્હારી તલવારને લોહીને સ્થાને ક્ષીરનો—અમૃતનો પટ લાગે છે? અને એ અમૃતનો સ્પર્શ થતાં તું પોતે જ એની જેમ અડોલ અબોલ બની જાય છે? હાં? કેમ અબોલ થયો? નાગ, શું લયયોગ સૂઝ્યો? હા, હું સમજ્યો! તું ત્હારા મહાવીરની શય્યામાં જઈ સૂતો છે! ચંદનના વૃક્ષને ભરડો દઈને પોઢવામાં નાગ બહુ પ્રવિણ હોય છે. મ્હને ખબર છે! પોઢ, યાર, પોઢ! લોકોની નજર ન લાગે એટલા માટે હેમચંદ્રાચાર્યે ત્હારી શય્યા પર પડદો નાખ્યો છે અને વાત એવી ઉપજાવી કહાડી છે કે,— પછી મહાવીર ચાલ્યા ગયા અને નાગ એક જગાએ સંથારો કરી પડ્યો, જ્યાં લોકોએ પથરા મારીને અને કીડીઓએ ચટકા મારીને એના પ્રાણ લીધા!. હું કોઇને નહિ કહી દઉં કે વસતિથી દૂર..... ચંદનના વનમાં નાગરાજ અને મહાવીર. એકાકાર થઇને પોઢ્યા છે! કોઇને કહેવાનું પ્રયોજન શું હોય! બધાને દેખાય છે

—ફક્ત શરીર! અને શરીર તો જોનારા લોકોનું તેમજ મહાવીરનું અને મ્હારૂં અને મ્હારૂં—સર્વનું જવાનું જ છે! તેથી જ વાત બનાવી કે મહાવીરનું શરીર આમ ગયું અને નાગરાજનું તેમ ગયું! લોકોને ખુશી કરવા વળી ઉમેર્યું કે નાગને લોકોએ જ પૂરો કર્યો! નાગ અથવા તત્ત્વવેત્તા જ્યારે મૂળ તત્ત્વમાં લીન થાય છે ત્યારે દુનિયાના સામાન્ય લોકો એના ઉપર કિંવદન્તીના પત્થર ફેંકવામાં રસ લે છે અને પોથા પંડિતો અને પત્રકારો એના મૌનનો લાભ લઈ ભરાય એટલા ચટકા ભરવામાં બહાદુરી માને છે: એ જ તો 'નિર્બળોની નીતિ' છે! પણ હિંમતવાન 'નાગ'! તું ત્હારા **નામને** વફાદાર રહેજે: **પાછો ફરતો ના**: દુનિયા અને 'દુનિયાવાળા' તરફ પાછો ફરી નજરે કરતો ના: પાણીના પૂરની માફક આગળને આગળ ધસતો રહી ગુણસ્થાન રૂપ મહાવીરના ધડને વટાવી જઈ એના મસ્તકે પહોંચી જઈ 'નાગમણિ' બની જજે!

* * *

બિચારા લોકો! અને લોકોના પંડિતો!......અઢી હજાર વર્ષ થયાં તેઓ વાતો કર્યા કરે છે કે એક ઝેરી સાપ જંગલમાં રહેતો, તેણે મહાવીર નામની એક વ્યક્તિને ડંખ દીધો! સાપ બહુ ક્રોધી હતો, અને નિષ્કારણ ક્રોધી હતો: ફેંગટનો જ જેને ત્હેને બાળીને ભસ્મ કરતો!......'દુંદુક' રોજ એ વાત સાંભળી લોકો તરફ હસે છે! અને 'નિષ્કારણ ક્રોધ' વાળા નાગની ગીતા ગાય છે! અને કેમ ન ગાય? 'નિષ્કારણ ક્રોધ' આજે ક્યાં જોવામાં આવે છે? સકારણ અથવા સાપેક્ષ ક્રોધ તો ઘેર ઘેર જોવામાં આવે છે, પણ નિષ્કારણ અથવા નિરપેક્ષ ક્રોધનું સ્વરૂપ કોણ જાણે છે? વેદાંત જેને **અત્યંતાભાવ** કહે છે, જૈનશાસ્ત્રો

જેને વિરાગ કહે છે, એવા તે નિષ્કારણ ક્રોધવાળા 'નાગ' અથવા તત્ત્વવેત્તાના મસ્તકમા તો 'મણિ' હોય છે ! અને એ અમૂલ્ય મણિની રક્ષા ફૂફાટા મારતી અને આગ વર્ષાવતી તલવાર માગે છે !

* * *

**હિંમત** અને હિંમતની જનેતા **તલવાર** એ બન્નેની આટલી પિછાન થયા **બાદ** હવે અભયકુમારને ઇતિહાસ સ્હમજવો ઠીક પડશે. **રસ** પણ આવશે અને **રહસ્ય** પણ આપોઆપ સ્હમજ્જના પામશે. ચાલો ત્યારે ઇતિહાસ શરૂ કરીએ : ઉપાધ્યાય શ્રી ચંદ્રતિલકકૃત સંસ્કૃત મહાકાવ્યનુ ગુજરાતી ભાષાન્તર એક ભાવનગર નિવાસી વિદ્વાને ઘણા પરિશ્રમે કર્યું છે, ત્હેને આધારે પ્રથમતો મુખ્ય મુખ્ય જીવન ઘટનાઓ તપાસી જઇશુ અને ત્યાર પછી જોઇશુ કે આ મહાકાવ્ય યોજનારે કોઈ **વ્યક્તિનો ઇતિહાસ** ( History ) લખવા ધાર્યું હતું કે **ગુણસ્થાનક્રમારોહણ ક્રિયાનું સાયન્સ** ( psychology ) લખવા ધાર્યું હતુ ? આપણે જોઇશુ કે અભયકુમાર એ કાઇ વ્યક્તિવિશેષ છે કે ગુણવિશેષ છે, અને જો ગુણવિશેષ હોય તો એ અમુક ગુણ ( એટલે **શક્તિ** ) ને ગુણસ્થાનક્રમારોહણમા કયા સ્થાન છે ? હુંક ત્હમને કાનમા કહેશે કે એક નહિ પણ અનેક અભયકુમાર, એકેએક દેશે, એકેએક જમાનામા થઈ ગયા છે અને—ચમકતા નહિ—અભય કુમારની કથા જેવી જ કથા જર્મન સંગીતશાસ્ત્રી રિચર્ડ વૅગ્નરે પણ લખી છે,' જેનુ નામ Siegfried છે—અને જે કલ્પના અભયકુમાર લખનારી કલ્પનાથીય એક દોરા ચ્હડે તેવી છે ! એક વાર ધર્મક્ષેત્રના ઉપાધ્યાયે જણેલા અભયકુમારને સાંગોપાંગ તપાસી લઇએ, ...ેના ઉપાધ્યાય વૅગ્નરની સૃષ્ટિ



પણ કાપીકૂપીને તપાસીશું. ખબરદાર, વાચક ! ત્હારી કમરની તલવાર સંભાળ ! એનું પ્રતિક્ષણ કામ પડશે. ખબર છે; આપણે જેવાતેવાના નહિ પણ અભયકુમારના રાજ્યમાં ઘૂસવાની તૈયારી કરીએ છીએ !

***

અભયકુમારની કથાનો સાર

× × ×

( અપૂર્ણ )

रिप – वान – विंकल

— जेणे —

एक निद्रामां पा सदी [illegible]।

ભાઈ, આ દુનિયાની વાત છે, અને, હું કાનપટ્ટી પકડીને સ્વીકારીશ કે, દુનિયામાં કોઈ પણ વાત એક યા બીજા પ્રકારના **પ્રમાણ** સિવાય થઈ શકતી જ નથી. ‘કાયદા’ નું પ્રમાણ, ‘રિવાજ’ નું પ્રમાણ, ‘ધર્મશાસ્ત્ર’ નું પ્રમાણ, ‘પદાર્થ-વિજ્ઞાન શાસ્ત્ર’ નું પ્રમાણ, ‘માનસશાસ્ત્ર’ નું પ્રમાણ, ‘ઇતિહાસ’ નું પ્રમાણ : એકાદા **પ્રમાણ** વગર આ દુનિયામાં કાંઈ ક્રિયા કરવાની, શબ્દ બોલવાની—રે વિચાર કરવાની પણ સ્વતંત્રતા રહી નથી, —કારણ કે—**માણસ જાત સુધરી છે!**

પૃથ્વી પર બનતા તમામ ગુન્હાનું મૂળ કાં તો ભૂખમાં અને કાં તો માનસિક બીમારીમાં છે, કે જે મૂળ કારણો જેલ કે ફાંસીથી દૂર કરી શકાનાં નથી અને તેથી મનુષ્યે મનુષ્યને બંધનમાં નાખવો કે મારી નાખવો એ માત્ર માનસિક બીમારી જ સાબિત કરે છે, એમ જો કોઈ કહેવા માગે તો દુનિયાની તમામ સરકારો ભૂખ્યા વરૂની માફક એના ઉપર તૂટી પડે,—કારણ કે એના કથનને આજના કાનૂનનું ‘પ્રમાણ’ નથી અને કાયદાના ગુલામોનો ટેકો નથી!

મનુષ્યસમાજ વચ્ચે હાર્દિક એકતા રચવા ખાતર જ 'ધર્મ' સંસ્થાનું અસ્તિત્વ હોવા છતાં કલેશ, લૂટ અને ખૂનના શસ્ત્ર તરીકેજ ધાર્મિક સત્તાનો ઉપયોગ કરનારાઓને જો કોઈ ખૂની, કસાઈ કે ધૂર્ત કહેવાની ધૃષ્ટતા કરે તો પ્રત્યેક ધર્મપંથના નેતાઓ ત્હેનો ટોટો પકડવા કૂદી પડે,—કારણ કે 'નેતા'ને ખટકે એવું કાંઈ પણ બોલવા—લખવા—કરવાનો રિવાજ ન હોઇ ત્હેના તે કૃત્યને 'રિવાજ' ના 'પ્રમાણ' નો અને રૂઢિપોષકોનો ટેકો નથી।

નેત્રાદિ ઇન્દ્રિયો કરતાં મનની શક્તિ વધારે છે, મન કરતાં બુદ્ધિની શક્તિ વધારે છે, તેમ એથીએ વધારે મ્હોટી કોઈ શક્તિ હોવી સંભવે છે અને તે આત્મિકશક્તિ રૂપે હયાતી પણ ધરાવે છે, કે જે વડે મનુષ્ય લાખો યોજન દૂરના પદાર્થો જોઇ શકે તથા પદાર્થ, ક્ષેત્ર તેમ કાળ પર સત્તા ભોગવી શકે, એમ જો કોઈ કહેવા નીકળે તો દુનિયાના જ્ઞાનનો ઇજારો લઇ બેઠેલા સાયન્ટીસ્ટો એને દીવાનાશાળામાં ધકેલ્યા સિવાય રહે નહિ,—કારણ કે અધ્યાત્મને સાયન્સનુ 'પ્રમાણ' અને બુદ્ધિવાદીઓનો ટેકો નથી।

જીવનના કોઈપણ ક્ષેત્રમાં જાઓ—પરવાના વગર, પ્રમાણ વગર, ગાદીપતિઓની ઇચ્છા વગર, એક ડગલું પણ ત્હમે ભરી શકશો નહિ, એક શબ્દ બોલી શકશો નહિ! અને એવા દેશ–કાળ વચ્ચે મ્હને કાંઈક બોલવા—લખવાની સ્થિતિમા મૂકાવું પડે છે! આ દેશ–કાળમાં કોઈ મુશ્કેલ—કારણ કે જોખમ ભર્યું—કામ હોય તો તે લખવાનુ કામ છે! ત્હમારે વગર પરિશ્રમે લખપતિ થવું હોય, વગર જ્ઞાને અને વગર ચારિત્રે લોકનાયક થવું હોય, બજારો કે રાજ્યો એક હાથ કરવાં હોય તો ત્હેમાં બહુ મુશ્કેલી નહિ પડે, કારણ કે બુદ્ધિના (પ્રોફેસરો-ડીરેક્ટરો) ... કાયદાબાજો, દલાલો, પ્રચારકો સેવાઓ ત્હમે ખરીદી

અને તે દ્વારા ત્હમારા મનોરથ તૃપ્ત કરી શકશો. કારણ કે એમાં આજના પોલીટીકસનું ' પ્રમાણુ ' છે, અને રાજદ્વારીઓ, મૂડીવાદીઓ તથા કાયદાશાસ્ત્રીઓનો ટેકો છે ! પણ જો ત્હમારે કંઈ લખવું હોય તો ત્હમારે માથે ઉપર કહેલી સઘળી સત્તાઓની તલવારો લટકી રહી છે એમ ખાત્રી રાખજો : એટલે કે અસલ સત્ય— નગ્ન સત્ય લખવું હોય તો. બાકી પ્રમાણુ આપીને તો ભલે ગમે તે લખો !

અને મ્હારી મ્હોટામાં મ્હોટી મુશ્કેલી ' પ્રમાણુ ' આપીને લખવામાં છે ! પ્રથમ પ્રમાણુ અને પછી સત્ય, પ્રમાણુના આધાર પર જ સત્યનું અસ્તિત્વઃ એ મ્હને તો અસહ્ય લાગે છે. પણ એમ તો જીંદગી અસહ્ય હોવા છતાંય જીવવું પડે છે ! સત્ય કહેવા ખાતર હું પણ ઘડીભરને માટે મ્હારી પ્રકૃતિને દાબી ' પ્રમાણુ ' નો આશ્રય લેવા પ્રયત્ન કરીશ. હા, પ્રયત્ન, પરિણામ અમુક જ લાવવાનું વચન આપવા જેટલી ધીટતા કરીશ નહિ. કારણ કે મક્કમપણે બોલવું એ આજકાલ ધીટતા કહેવાય છે, અને ધીટતાને રૂઢિનું પ્રમાણુ તથા ટેકો નથી !

× × ×

( અપૂર્ણ )